( ૨ ) મધ્યમાધિકારી પ્રકરણમાં–૧ પ્રેરણામાં નિમિત્ત અને એવા પ્રસંગનું નિરૂપણ કરી વ્યાસજીમાં, પ્રભુના મનમાં વિચારાયલું એવું ભગવદીયપણું વિદ્યમાન છે, એમ ચતુર્થ અધ્યાયમાં નિરૂપણ કર્યું છે. ૪.

૨. મધ્યમાધિકાર પ્રકરણમાં, ઉત્તરનું અને કૃતિનું નિરૂપણ હોવાથી વ્યાસજી અને નારદજીમાં સાધનરૂપ એવા પ્રભુના-શ્રીઅંગવડે સમ્પાદિત ભગવદીયત્વ છે, એમ નિરૂપણ પાંચમાં અધ્યાયમાં છે. ૫.

૩. મધ્યમાધિકાર પ્રકરણમાં નારદજીનું ફળ નિરૂપણ કરવામાં, નારદજીમાં ભગવદ્વાચિક ભગવદીયત્વ છે, એવું નિરૂપણ ષષ્ઠાધ્યાયમાં છે. ૬.

( ૩ ) ઉત્તમાધિકાર પ્રકરણમાં અર્જુન ઉપર, પરતઃ દુઃખ નિવારણ કરેલું હોવાથી, પ્રભુની પરમકૃપા છે; એમ નિરૂપણ કરી અધિકારી એવા પરીક્ષિત્‌માં પુરૂષપરમ્પરાથી થયેલા દોષનો અભાવ સાતમાં અધ્યાયમાં નિરૂપ્યો. છે. ૭.

૨. ઉત્તમાધિકાર પ્રકરણમાં કુન્તીજીએ કરેલી સ્તુતિનું નિરૂપણ હોવાથી કુન્તીનેવિષે બ્રહ્મસ્વરૂપના અજ્ઞાનથી ઉત્પન્ન થયલા દુઃખની નિવૃત્તિથી પ્રભુની પરમકૃપાનું નિરૂપણ કરીને સ્ત્રીપરમ્પરાથી થયલા દોષના અભાવનું નિરૂપણ અષ્ટમાધ્યાયમાં આવે છે. ૮.

૩ ઉત્તમાધિકાર પ્રકરણમાં ભીષ્મે કરેલા ઉપદેશથી જીવના સ્વરૂપના અજ્ઞાનથી ઉત્પન્ન થયલા દુઃખની નિવૃત્તિ યુધિષ્ઠિરમાં જણાવી, તેથી, પ્રભુની પરમ કૃપા જણાવી, પોષક અન્નની શુદ્ધિનું નિરૂપણ નવમા અધ્યાયમાં છે. ૯.

૪ ઉત્તમાધિકાર પ્રકરણમાં સમ્બન્ધી એવા ભીમાદિકની ભગવત્પરતાપૂર્વક–અધ્યાયના આરમ્ભમાંજ સામાન્યરીતે સુખપ્રાપ્તિનું નિરૂપણ કરેલું હોવાથી, પ્રભુની પરમ કૃપાના નિરૂપણવડે સાંસર્ગિક દોષનો અભાવ દશમા અધ્યાયમાં નિરૂપ્યો છે. ૧૦.

૫ ઉત્તમાધિકાર પ્રકરણમાં, પ્રભુનું કાર્ય સમાપ્ત થવાથી સુખમાં સ્થિતિ થઇ અને તેથીજ પાણ્ડવોનેવિષે પણ પ્રભુના સુખેજ સુખસ્થિતિ હોવાથી આગન્તુક દોષના અભાવનું નિરૂપણ અગ્યારમા અધ્યાયમાં કર્યું છે. ૧૧.

૬ ઉત્તમાધિકાર પ્રકરણમાં, પ્રભુએ જેનું રક્ષણ કરેલું છે એવી પુત્રસમ્પત્તિ (પુત્રરૂપી સમ્પત્તિ) થી પાણ્ડવોનેવિષે વિશેષે કરીને સુખપ્રાપ્તિ થયેલી હોવાથી અધિકારી એવા પરીક્ષિત્ ઉપર સ્વતઃ અને કાલતઃ પ્રભુકૃપાનું નિરૂપણ બારમા અધ્યાયમાં છે. ૧૨.

૭ ઉત્તમાધિકાર પ્રકરણમાં, ધૃતરાષ્ટ્રની મુક્તિથી બીજમુક્તિનું નિરૂપણ તેરમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૧૩.

૮ ઉત્તમાધિકાર પ્રકરણમાં, બીજમુક્તિના કાર્યરૂપે પાણ્ડવોના નિર્ગમનમાં કારણરૂપે રહેલું જે વૈરાગ્ય તેનું નિરૂપણ ચૌદમા અધ્યાયમાં છે. ૧૪.

૯ ઉત્તમાધિકાર પ્રકરણમાં, વૈરાગ્ય અને નિર્ગમનના ફલરૂપે પાણ્ડવોની મુક્તિનું નિરૂપણ અને અધિકારીને પૂર્વજન્મકૃત પ્રતિબન્ધનો અભાવ થવા માટે તેની મુક્તિનું નિરૂપણ પંદરમા અધ્યાયમાં આવે છે. ૧૫.

૧૦ ઉત્તમાધિકાર પ્રકરણમાં, પરીક્ષિત્‌ના રાજ્યનિરૂપણમાં સર્વ પૃથ્વીના જયવડે લૌકિકસામર્થ્યનું નિરૂપણ સોળમા અધ્યાયમાં આવે છે. ૧૬.

૧૧ ઉત્તમાધિકાર પ્રકરણમાં, પરીક્ષિતના રાજ્યનિરૂપણમાં પૃથ્વી અને ધર્મને માટે કલિનો નિગ્રહ કથન કરેલો હોવાથી અલૌકિક સામર્થ્યનું નિરૂપણ અને લૈકિક અલૌકિક સામર્થ્ય-વડે કાલપ્રતિબન્ધની નિવૃત્તિ સત્તરમા અધ્યાયમાં નિરૂપી છે. ૧૭.

૧૨ ઉત્તમાધિકાર પ્રકરણમાં, ત્યાગનું નિરૂપણ કરતાં ત્યાગનું કારણ જે વૈરાગ્ય તેનાય કારણરૂપે રહેલો શાપ છે, તેનું નિરૂપણ કરીને ધર્મની ઉન્નતિનું નિરૂપણ અઢારમાં અધ્યાયમાં કર્યું છે ૧૮.

૧૩ ઉત્તમાધિકાર પ્રકરણમાં, ત્યાગના નિરૂપણમાં ત્યાગ અને સત્સંગની સમ્પત્તિ થતાં પ્રશ્નસુધીના અધિકારનું નિરૂપણ ઓગણીશમા અધ્યાયમાં કર્યું છે. ૧૯.

### અધિકાર નિરૂપણાત્મક પ્રથમસ્કન્ધ સમાપ્ત.

---

## દ્વિતીયસ્કન્ધમાં

(૧) તત્ત્વધ્યાન પ્રકરણમાંઃ-

૧ સ્થૂલધ્યાન નિરૂપણ પ્રથમાધ્યાયમાં છે.

૨ તત્ત્વધ્યાન પ્રકરણમાં સૂક્ષ્મધ્યાન નિરૂપણ દ્વિતીયાધ્યાયમાં છે. ૨.

(૨) હૃત્પ્રસાદ પ્રકરણમાં,

૧ શ્રોતાની શ્રદ્ધાનું નિરૂપણ ત્રીજા અધ્યાયમાં છે.

૨ હૃત્પ્રસાદપ્રકરણમાં વક્તાની શ્રદ્ધાનું નિરૂપણ ચોથા અધ્યાયમાં છે. ૪.

(૩) ઉત્પત્તિથી વિમર્શ પ્રકરણમાં,

૧ ચૌદલોકની રચનાને માટે બ્રહ્માણ્ડના કારણરૂપ એવા અનિત્ય મહદાદિની ઉત્પત્તિનું નિરૂપણ પાંચમા અધ્યાયમાં છે. ૫.

૨ ઉત્પત્તિથી વિમર્શ પ્રકરણમાં પરિચ્છિન્ન (જુદા પટેલા જીવો) નો બ્રહ્માણ્ડમાં તે તે સ્થાને સમાગમ, અને પુરુષસૂક્તના અર્થનું કથન કરેલું હોવાથી, જીવોનું સર્વ ફલને આપી આપે એવું ભગવદ્ભજનનું નિરૂપણ છઠ્ઠા અધ્યાયમાં કર્યું છે. ૬.

૩ ઉત્પત્તિથી વિમર્શ પ્રકરણમાં, મૂલભક્તિથી ભજનની સિદ્ધિને માટે નિત્ય અને અપરિચ્છિન્ન એવા પ્રભુનું પ્રાકટ્યનિરૂપણ સાતમા અધ્યાયમાં છે. ૭.

(૪) ઉપપત્તિથી વિમર્શ પ્રકરણમાં,

૧ ઉપર જણાવેલા અર્થમાં અનુપપત્તિ (અયોગ્યતા કે અપ્રામાણ્ય) ની શંકાનું નિરૂપણ આઠમા અધ્યાયમાં છે. ૮.

૨ ઉપપત્તિથી વિમર્શ પ્રકરણમાં, જીવ અને બ્રહ્મના દેહસમ્બન્ધમાં ઉત્પન્ન થયેલી શંકાનો પરિહાર કર્યો, તેથી, ઉત્તરનું નિરૂપણ નવમા અધ્યાયમાં છે. ૯.

૩ ઉપપત્તિથી વિમર્શ પ્રકરણમાં, શંકા અને ઉત્તરવડે સિદ્ધ થયેલા ફલરૂપ એવા શ્રીમદ્ભાગવતના શ્રવણની કર્તવ્યતાના સ્વરૂપનું નિરૂપણ દશમા અધ્યાયમાં છે. ૧૦.

શ્રવણાંગ નિરૂપણ દ્વિતીય સ્કન્ધ સમાપ્ત.

## તૃતીયસ્કન્ધમાં

(૧) અધિકાર પ્રકરણમાં,

૧ પ્રતિબન્ધનિવૃત્તિ પૂર્વક તીર્થસેવાથી બાહ્યશુદ્ધિ નિરૂપણ અને સત્સંગમાં પ્રીતિથી ભગવાન્ સમ્બન્ધી ત્રણ પ્રશ્નોનું નિરૂપણ પહેલા અધ્યાયમાં કર્યું છે. ૧.

૨ અધિકાર પ્રકરણમાં, ભગવત્કથાનું શ્રવણ કરવાથી આર્થિક ( અર્થથી પ્રાપ્ત એવું ) ભગવન્માહાત્મ્ય જ્ઞાન થતાં આભ્યન્તર શુદ્ધિ થાય છે, એમ નિરૂપણ બીજા અધ્યાયમાં કર્યું છે. ૨.

૩ અધિકાર પ્રકરણમાં, કેવલ ચરિત્રનું શ્રવણ કરવાથી આન્તર જ્ઞાનરૂપે ભગવદ્ગુણનો પ્રાદુર્ભાવ થાય છે, એમ ત્રીજા અધ્યાયમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. ૩.

૪ અધિકાર પ્રકરણમાં, પ્રભુના પ્રયાણ સમયે વિદ્યમાન હતા એવા અધિકારી ઉદ્ધવજી અને અવિદ્યમાન હતા એવા વિદુરજી એ બંનેની ઉપર પ્રભુની કૃપાનું નિરૂપણ તથા વિદુરજી અને મૈત્રેયના સમાગમનું નિરૂપણ ચોથા અધ્યાયમાં છે. ૪.

( ૨ ) બન્ધસૃષ્ટિના અન્તર્ગત પ્રકરણના,

ગુણાતીત સૃષ્ટિ પ્રકરણમાં,

૧ બ્રહ્માણ્ડના કારણરૂપે મહદાદિતત્ત્વોની ઉત્પત્તિ અને સ્તુતિનું નિરૂપણ પાંચમા અધ્યાયમાં છે. ૫.

૨ બન્ધસૃષ્ટિ પ્રકરણના અન્તર્ગત ગુણાતીત સૃષ્ટિ પ્રકરણમાં, તત્ત્વોના કાર્યરૂપે બ્રહ્માણ્ડ શરીરની ઉત્પત્તિ અને વર્ણોઓનાં કર્મનું નિરૂપણ છઠ્ઠા અધ્યાયમાં છે. ૬.

(ખ) સગુણસૃષ્ટિ પ્રકરણમાં,

૧ શંકા અને ઉત્તરનું નિરૂપણ કરી પ્રભુ અને સૃષ્ટિમાં મતાન્તર ભાષાથી ગુણપ્રવેશનું નિરૂપણ સાતમા અધ્યાયમાં કર્યું છે. ૭.

૨ સગુણસૃષ્ટિ પ્રકરણમાં, સગુણ બ્રહ્મથી, જગતના કારણરૂપે હૃદયમાં થયેલા ભગવદ્દર્શનથી ચતુર્મુખ એવા બ્રહ્માજીની ઉત્પત્તિનું નિરૂપણ આઠમા અધ્યાયમાં આવે છે. ૮.

૩ સગુણસૃષ્ટિ પ્રકરણમાં, અવશ્ય ઉત્પન્ન થનારા જગતની ઉત્પત્તિજ છે ફલ જેનું એવી બ્રહ્માજીએ કરેલી સ્તુતિનું નિરૂપણ નવમા અધ્યાયમાં છે. ૯.

(ગ) કાલસૃષ્ટિ પ્રકરણમાં,

૧ દશવિધ સર્ગરૂપી કાર્યથી કાલ-જન્મનું નિરૂપણ દશમા અધ્યાયમાં છે. ૧૦.

૨ કાલસૃષ્ટિ પ્રકરણમાં, પરમાણુથી આરમ્ભીને દ્વિપરાર્ધ સુધીની કાલોપાધિને લીધે કાલજન્મનું નિરૂપણ અગ્યારમા અધ્યાયમાં કર્યું છે. ૧૧.

(ઘ) જીવસૃષ્ટિ પ્રકરણમાં,

૧ લોકાતીત લૌકિકથી મુક્ત એવા જીવની સષ્ટિનું નિરૂપણ અને તેના અંગરૂપે નામસૃષ્ટિનું નિરૂપણ બારમા અધ્યાયમાં આવે છે. ૧૨.

૨ જીવસૃષ્ટિ પ્રકરણમાં, સર્વ તત્ત્વોના આધારરૂપે રહેલી ભૂમિના ઉદ્ધાર માટે વરાહ કલ્પનું કથન કરેલું હોવાથી મુક્તજીવની ઉત્પત્તિમાં સંક્ષેપથી ઉપપત્તિ ( પ્રમાણ )નું નિરૂપણ તેરમા અધ્યાયમાં કર્યું છે. ૧૩.

આગળના છ અધ્યાયોવડે વિસ્તારથી ઉપપત્તિ (પ્રમાણ)નું કથન અને જન્મમરણાત્મક સંસારનું યે કથન.

૩ જીવસૃષ્ટિ પ્રકરણમાં, મુક્તજીવોની ઉત્પત્તિમાં વિસ્તારથી ઉપપત્તિ ( પ્રમાણ ) નું કથન કરવા-માટેની પ્રસ્તાવનામાં, સંખ્યાકાળે કામવડે આસુ-રબીજની ઉત્પત્તિનું નિરૂપણ ચોદમા અધ્યા-યમાં છે. ૧૪.

૪ જીવસૃષ્ટિ પ્રકરણમાં, મુક્તજીવોની ઉત્પત્તિમાં વિસ્તારથી ઉત્પત્તિના કથનના પ્રસ્તાવમાં બ્રહ્મ-શાપથી વૈકુંઠમાં રહેલા-જયવિજય-નો, આસુર-બીજમાં સમાગમ થયો તેનું નિરૂપણ પંદરમા અધ્યાયમાં કર્યું છે. ૧૫.

૫ જીવસૃષ્ટિ પ્રકરણમાં, મુક્તજીવોની ઉત્પત્તિમાં વિસ્તારથી ઉપપત્તિનું કથન કરતાં ભગવદ્વાક્યવડે બ્રાહ્મણનું સાન્ત્વન અને જયવિજયના પાતનથી ભગવદ્વિભૂતિના આવેશનું નિરૂપણ સોળમા અધ્યાયમાં કર્યું છે. ૧૬.

૬ જીવસૃષ્ટિ પ્રકરણમાં, મુક્તજીવોની ઉત્પત્તિમાં વિસ્તારથી ઉપપત્તિનું વર્ણન કરતાં અતિશયથી ઉત્કર્ષ કથનવડે નાશબીજ નિરૂપણ સત્તરમા અધ્યાયમાં છે. ૧૭.

૭ જીવસૃષ્ટિ પ્રકરણમાં, મુક્તજીવોની ઉત્પત્તિમાં વિસ્તારથી ઉપપત્તિનું કથન કરતાં દૈત્યનું ભગવાન્‌ની સાથે થયેલા યુદ્ધનું કથન કરેલું હોવાથી વિનશ્યત્તાનું .નિરૂપણ અઢારમા અધ્યાયમાં કર્યું છે. ૧૮.

૮ જીવસૃષ્ટિ પ્રકરણમાં, મુક્તજીવોની ઉત્પત્તિમાં વિસ્તારથી ઉપપત્તિનું કથન કરવાના પ્રસ્તાવમાં દૈત્યના વિનાશનું નિરૂપણ ઓગણીશમા અધ્યાયમાં કર્યું છે. ૧૯.

ઇતિ અન્યસૃષ્ટિ પ્રકરણ.

---

(૩) મોક્ષસૃષ્ટિ પ્રકરણમાં,

૧ નવભેદથી ભિન્ન ત્રૈગુણ્ય-નિર્ગુણાવસ્થા સ્વરૂપજ્ઞાન-ભગવચ્ચિન્તનાત્મક સ્વભાવદ્વયનું નિરૂપણ કરીને મોક્ષોપપત્તિનું નિરૂપણ વીશમા અધ્યાયમાં છે.૨૦

મોક્ષસૃષ્ટિ પ્રકરણના

(ક) અન્તર્ગત તત્ત્વમુક્તિ પ્રકરણમાં,

૧ ભોગાદિયુક્ત મુક્તિનું કથન કરતાં કર્દમ અને મનુની ધર્મસિદ્ધિનું નિરૂપણ એકવીશમા અધ્યાયમાં છે. ૨૧

૨ તત્ત્વમુક્તિ પ્રકરણમાં, ભોગાદિ સંયુક્તમુક્તિકથનના પ્રસ્તાવમાં ઐહિક-આમુષ્મિક ઉત્કર્ષયુક્ત મનુની કન્યાના લાભથી કર્દમને અર્થસિદ્ધિ થઈ તેનુ નિરૂપણ બાવીશમા અધ્યાયમાં છે. ૨૨.

૩ તત્ત્વમુક્તિ પ્રકરણમાં, ભોગાદિસંયુત મુક્તિ કથનના પ્રસ્તાવમાં કર્દમને કામસિદ્ધનું નિરૂપણ ત્રેવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૩.

૪ તત્ત્વમુક્તિ પ્રકરણમાં, ભોગાદિ સંયુત મુક્તિકથનના પ્રસ્તાવમા કર્દમને સાંખ્યના ફલરૂપે મોક્ષનું નિરૂપણ ચોવીશમા અધ્યાયમાં આવે છે. ૨૪.

(ખ) ૧ મોક્ષસૃષ્ટિ પ્રકરણમાં કાલની મુક્તિલીલારૂપ મુખ્ય ભક્તિનુ નિરૂપણ પચીશમા અધ્યાયમાં છે. ૨૫.

(ગ) ગુણાતીત મુક્તિ પ્રકરણમાં,

૧ સાંખ્યવડે ઉત્પત્તિ અને ઉપપત્તિથી, આત્મા સર્વથી જુદો છે, એમ નિરૂપણ છવીશમા અધ્યાયમાં આવે છે. ૨૬.

(ઘ) મોક્ષસૃષ્ટિ પ્રકરણના

અન્તર્ગત ગુણાતીત મુક્તિલીલાના પ્રકરણમાં, ૧ સાંખ્યવડે જ્ઞાન, તેનું સાધન અને પ્રમાણનુ નિરૂપણ સત્તાવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૭.

(ઙ) મોક્ષસૃષ્ટિ પ્રકરણમાં

અન્તર્ગત સગુણમુક્તિલીલારૂપે

૧ સાધન સહિત અષ્ટાંગયોગનું નિરૂપણ અઠ્ઠાવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૮.

(ચ) મોક્ષસૃષ્ટિના અન્તર્ગત

૧ જીવમુક્તિ પ્રકરણમાં, સર્વ સાધનરૂપ ચતુર્વિધ ભક્તિ અને વૈરાગ્યનું કારણ જે ભય તેનું કારણ

એવા કાલનું માહાત્મ્ય નિરૂપણ ઓગણત્રીશમા અધ્યાયમાં છે. ૨૯.

૨ જીવન્મુક્તિ પ્રકરણમાં, ભયહેતુક વૈરાગ્ય બોધક મૃત્યુવડે દોષનુ નિરૂપણ ત્રીશમા અધ્યાયમાં કર્યું છે. ૩૦.

૩ જીવમુક્તિ પ્રકરણમાં, ભયહેતુક વૈરાગ્ય બોધક જન્મવડે દોષનિરૂપણ એકત્રીશમા અધ્યાયમા છે. ૩૧

(૪) મોક્ષસૃષ્ટિ પ્રકરણમાં,

૧ સર્ગનું (સૃષ્ટિનું) અંગ એવા સર્વનિર્ધારનું નિરૂપણ બત્રીશમા અધ્યાયમાં છે. ૩૨.

(૫) મોક્ષસૃષ્ટિ પ્રકરણમાં,

૧ સર્ગફલબોધક યોગફલાત્મક દેવહૂતિના મોક્ષનું નિરૂપણ તેત્રીશમા અધ્યાયમાં કર્યું છે. ૩૩.

ઇતિ મોક્ષસૃષ્ટિ પ્રકરણ.

ઇતિ સર્ગ નિરૂપણમાં તૃતીય સ્કન્ધ સમાપ્ત.

---

## ચતુર્થસ્કન્ધમાં,

(૧) ધર્મપ્રકરણમાં,

૧ સતીના સમ્બન્ધરૂપે અનર્થના પ્રસંગનું નિરૂપણ પ્રથમાધ્યાયમાં છે. ૧.

૨ ધર્મપ્રકરણમાં, પ્રસંગના કાર્યરૂપે અનેક શાપના, કથારૂપ અનર્થના, હેતુનું નિરૂપણ દ્વિતીયાધ્યાયમાં છે. ૨.

૩ ધર્મપ્રકરણમાં, દ્વેષને સ્થિર કરવા પણું અને તેથી અનર્થની ઉત્પત્તિનું નિરૂપણ ત્રીજા અધ્યાયમાં કર્યું છે. ૩.

૪ ધર્મપ્રકરણમાં, સતીના મરણરૂપ દ્વેષનો અવાન્તર વ્યાપાર ચોથા અધ્યાયમાં છે. ૪.,

૫ ધર્મપ્રકરણમાં, અનર્થના ફલરૂપે યજ્ઞનો નાશ પાંચમા અધ્યાયમાં નિરૂપ્યો છે. ૫.

૬ ધર્મપ્રકરણમાં, રુદ્રનો ભાગ કલ્પીને રુદ્રની પ્રાર્થનારૂપે યજ્ઞની સિદ્ધિના પૂર્વાંગનું નિરૂપણ છઠ્ઠા અધ્યાયમાં કર્યું છે. ૬.

૭ ધર્મપ્રકરણમાં, પ્રભુરૂપે પ્રકટેલા એવા વિષ્ણુની સ્તુતિ કરેલી હોવાથી ભગવાનવડેજ યજ્ઞની સિદ્ધિ થાય છે એમ નિરૂપણ સાતમા અધ્યાયમાં કર્યું છે. ૭.

(૨) અર્થ પ્રકરણમાં,

૧ ધ્રુવના અત્યન્ત ઉગ્રતપ-ભગવત્પરિચર્યાદિસાધનનું નિરૂપણ આઠમા અધ્યાયમાં કર્યું છે. ૮.

૨ અર્થપ્રકરણમાં, ભગવત્પ્રાદુર્ભાવ અને વરદાનાદિક સાધ્યનું નિરૂપણ નવમા અધ્યાયમાં કર્યું છે. ૯.

૩ અર્થપ્રકરણમાં, ક્રોધનો આવેશ અને યુદ્ધ વગેરે રાજ્યદોષનું નિરૂપણ દશમા અધ્યાયમાં કર્યું છે. ૧૦.

૪ અર્થપ્રકરણમાં, મનુના વાકયોમાં દોષની હાનિનું નિરૂપણ અગ્યારમા અધ્યાયમાં છે. ૧૧.

૫ અર્થપ્રકરણમાં, ધ્રુવને થયેલી ભગવત્પદની પ્રાપ્તિનું નિરૂપણ બારમા અધ્યાયમાં કર્યું છે. ૧૨.

(૩) કામપ્રકરણમાં,

૧ "સર્વના કામથી થયા" આ પ્રસ્તાવમાં રક્ષકના અભાવરૂપ કામના હેતુનું નિરૂપણ તેરમા અધ્યાયમાં કર્યું છે. ૧૩.

૨ રક્ષકના અભાવરૂપ હેતુથી અધર્મસ્થાપન અને લોકોપદ્રવરૂપ કાર્યનું નિરૂપણ ચૌદમા અધ્યાયમાં કર્યું છે. ૧૪.

૩ પૃથુના રાજ્યાત્મક ગુણનું નિરૂપણ પંદરમા અધ્યાયમાં છે. ૧૫.

૪ પૃથુમાં આવિષ્ટ એવા ભગવદ્ગુણનું નિરૂપણ સોળમા અધ્યાયમાં કર્યું છે. ૧૬.

૫ કામપ્રકરણમાં સર્વના કામનો સાધક થયો આ પ્રસ્તાવમાં બાણના સંધાનથી ભૂમિને ત્રાસ, ભૂમિએ કરેલી સ્તુતિરૂપ સર્વકામના પૂરણ માટે ક્રિયાનું નિરૂપણ સત્તરમા અધ્યાયમાં કર્યું છે. ૧૭.

૬ પૃથ્વીનું દોહન કરી સર્વકામપૂરણરૂપ ફલનું નિરૂપણ અઢારમા અધ્યાયમાં છે. ૧૮.

૭ સ્વકામસમ્પાદનના પ્રસ્તાવમાં સો અશ્વમેધ યજ્ઞથી થતી શુદ્ધિનું નિરૂપણ ઓગણીશમા અધ્યાયમાં કર્યું છે. ૧૯.

८ પૃથુપર ભગવત્કૃપા થઇ તેનું નિરૂપણ વીશમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૨૦.

૯ યજ્ઞની રક્ષાના ઉપદેશરૂપી સ્વધર્મનું નિરૂપણ એકવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૧.

૧૦ પ્રસાદસહિત જ્ઞાનનું નિરૂપણ બાવીશમા અધ્યાયમાં છે. ૨૨.

૧૧ યોગવડે વૈકુંઠનું ઉદ્ઘાટન કરવારૂપ મોક્ષનું નિરૂપણ ત્રેવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૩.

(૪) મોક્ષપ્રકરણમાં,

૧ રુદ્રગીતવડે સ્તોત્રાત્મક સાયુજ્યનું સાધન ચોવીશમા અધ્યાયમાં નિરૂપ્યું. ૨૪.

૨ સાયુજ્યાન્તર્ગત બ્રહ્મભાવના પ્રકરણમાં જાગ્રત્ અવસ્થાવડે સર્વ વસ્તુના વિવેકનું કથન કરી જીવને સંસાર માર્ગે ગમનની સામગ્રીનું નિરૂપણ પચીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૫.

૩ સ્વપ્નાવસ્થાવડે અને વસ્તુના વિવેકના કથનવડે જીવની સંસાર માર્ગે ગમન સામગ્રીનું નિરૂપણ છવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૬.

૪ નાશ પામનાર સર્વ વસ્તુના કથનવડે જીવને સંસાર માર્ગે ગમન કરવામાં સામગ્રીનું નિરૂપણ સત્તાવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૭.

૫ મુક્તિ માર્ગે ગમન સામગ્રીનું નિરૂપણ અઠ્ઠાવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૮.

૬ સર્વ સંદેહ વિના ફલનું નિરૂપણ ઓગણત્રીશમા અધ્યાયમાં છે. ૨૯.

૭ પરમ મોક્ષરૂપ કૃષ્ણ સાયુજ્યનું કથન કરવામાં પ્રચેતાઓને ભગવત્કૃપાની પ્રાપ્તિ થઈ એવું નિરૂપણ ત્રીશમા અધ્યાયમાં છે. ૩૦.

૮ પ્રચેતાઓને પરમ ફલની પ્રાપ્તિનું નિરૂપણ એકત્રીશમા અધ્યાયમાં છે. ૩૧.

## વિસર્ગ નિરૂપણમાં ચતુર્થ સ્કન્ધ સમાપ્ત.

---

## અથ પંચમસ્કન્ધ

(૧) કૃષ્ણવડે સ્વરૂપસ્થિતિ પ્રકરણમાં,

૧ પ્રિયવ્રતના સ્વરૂપમાં સ્થાપનાર ઐશ્વર્ય-વીર્યનું નિરૂપણ પ્રથમાધ્યાયમાં છે. ૧.

૨ આગ્નીધ્રના સ્વરૂપમાં સ્થાપન કરનાર શ્રીનું નિરૂપણ બીજા અધ્યાયમાં છે. ૨.

૩ નાભિના સ્વરૂપમાં સ્થાપનાર યશનું નિરૂપણ ત્રીજા અધ્યાયમાં આવ્યું છે. ૩.

૪ પ્રજાના સ્વરૂપમાં સ્થાપનાર ધર્મીરૂપ ઋષભાવતારનું નિરૂપણ ચોથા અધ્યાયમાં કર્યું છે. ૪.

૫ ઋષભના પુત્રોના સ્વરૂપમાં સ્થાપક જ્ઞાનનું નિરૂપણ પાંચમાં અધ્યાયમાં છે. ૫.

૬ યોગી વગેરે સર્વ લોકોના સ્વરૂપમાં સ્થાપનાર વૈરાગ્યનું નિરૂપણ છઠ્ઠા અધ્યાયમાં કર્યું છે. ૬.

(૨) યોગવડે સ્વરૂપસ્થિતિ પ્રકરણમાં,

૧ ભરતનું પ્રજાપાલનાદિ ધર્મયોગનું સાધન એવી ભક્તિનું નિરૂપણ સાતમા અધ્યાયમાં કર્યું. ૭.

૨ પ્રારબ્ધને લીધે યોગનો વિઘાત થાય તો, અન્ય સાધનોથી સમ્પન્ન હોવા છતાં પણ મુમુક્ષુ એવા ભરતના મનનું, ચ ચલતાના પ્રવાહમાં પડેલાપણું અને હરિભક્તિનું જ્ઞાન આપવાપણું, એનું નિરૂપણ આઠમા અધ્યાયમાં આવે છે. ૮.

૩ મનની સ્થિરતા કરે અને ભગવત્પ્રાપ્તિને યોગ્ય એવા બ્રાહ્મણ દેહમાં પણ, તેના પ્રતિબન્ધક-અધ્યાપન-વૃષલહસ્તમરણ ઇત્યાદિથી હરિભક્તિજ મોક્ષ આપનાર છે, એવું નિરૂપણ નવમા અધ્યાયમાં છે. ૯.

૪ મર્યાદામાં કર્માદિક સર્વ રીતે અલિપ્ત છે, એમ જણાવવા, જ્ઞાનવાન્ એવા પણ ભરતને જન્માન્તર થયો એમ જણાવવા માટે રાજાના જન્મમાં થયેલ જ્ઞાનના બોધક ઉપદેશના નિરૂપણના પ્રસંગમાં ગુરુને વિષે શિષ્યના પ્રકારે રહૂગણના નમનરૂપ પ્રશ્નનુ નિરૂપણ દશમા અધ્યાયમાં કર્યું છે. ૧૦.

૫ પૂર્વ જન્મમાં થયેલ જ્ઞાનબોધક ઉપદેશના નિરૂપણના પ્રસંગે યોગને અનુસરી વિજ્ઞાન અને મનનો નિગ્રહ, એનું નિરૂપણ અગ્યારમા અધ્યાયમાં આવે છે. ૧૧.

૬ પૂર્વ જન્મમાં થયેલ જ્ઞાનબોધક ઉપદેશના નિરૂપણના પ્રસંગે પ્રભુથી જુદા પદાર્થોમાં અવસ્તુત્વનું

કથન કરી ઉત્કૃષ્ટ વૈરાગ્યનું નિરૂપણ બારમા અધ્યાયમાં કર્યું છે. ૧૨.

૭ પૂર્વ જન્મમાં થયેલ જ્ઞાનબોધક ઉપદેશના નિરૂપણના પ્રસંગે અધિકારીની પરીક્ષા કરે એવા પરોક્ષ કથનમાં પ્રભુથી અન્ય પદાર્થોના સુખદુઃખ દેવાપણાના કથનવડે વૈરાગ્યનું નિરૂપણ તેરમા અધ્યાયમાં કર્યું છે. ૧૩.

(૩) જ્ઞાનવડે સ્વરૂપ સ્થિતિ પ્રકરણમાં,

૧ જ્ઞાનમાર્ગીય પરોક્ષ કથનથી બોધ ન થયેલો હોવાથી પરીક્ષિતને વિષે ભક્તિમાર્ગીય ઉત્કર્ષનું નિરૂપણ સ્વરૂપક પરોક્ષ કથાના વ્યાખ્યાનરૂપી જ્ઞાનનું નિરૂપણ, ભરતના બે પૂર્વજન્મના સાર્થત્વનું નિરૂપણ ચૌદમા અધ્યાયમાં કર્યું છે. ૧૪.

(૪) યોગવડે સ્વરૂપસ્થિતિ પ્રકરણમાં, ભરતવંશના ઉત્તમત્વનું નિરૂપણ પંદરમા અધ્યાયમાં કર્યું છે.૧૫.

(૫) દેશવડે સ્થિતિના પ્રકરણમાં,

૧ ભૂમિના સ્થાનનું નિરૂપણ કરવાના પ્રસંગે ભૂમિનું પરિમાણ–માપ અને સ્વરૂપનું નિરૂપણ સોળમા અધ્યાયમાં કર્યું છે. ૧૬.

૨ ખંડોને વિષે ગંગાજલનો સમ્બન્ધ થવાથી આગન્તુક ધર્મથી થયેલા ઉત્કર્ષનું નિરૂપણ અને હરિપૂજાથી ઇલાવૃતના ઉત્કર્ષનું નિરૂપણ સત્તરમા અધ્યાયમાં આવે છે ૧૭.

૩ હરિપૂજાવડે ભદ્રાશ્વાદિ છ વર્ષો–ખંડોના ઉત્કર્ષનું નિરૂપણ અઢારમા અધ્યાયમાં કર્યું છે. ૧૮.

૪ ગુણમાર્ગથી હરિપૂજામાં ઉત્તરોત્તર ઉત્કર્ષનું નિરૂપણ કરેલું હોવાથી અને એ વર્ષમાં–ખંડોમાં હરિપૂજાથી પર્વતમાંથી નીકળેલી નદી આદિકના જળવડે કર્મભૂમિત્વે સર્વને ઉપજીવ્ય હોવાથી દેવ અને દાનવ પણ સ્તુતિ કરતા હોવાથી ભરત ખંડનો પરમ ઉત્કર્ષ ઓગણીશમા અધ્યાયમાં નિરૂપ્યો છે. ૧૯.

૫ પ્લક્ષાદિ દ્વીપાદિના વિસ્તાર અને લક્ષણનું નિરૂપણ વીશમા અધ્યાયમાં છે. ૨૦.

૬ આકાશની મર્યાદાનું નિરૂપણ કરવાના પ્રસંગે સૂર્યની મર્યાદાનું નિરૂપણ એકવીશમા અધ્યાયમા કર્યું છે. ૨૧.

૭ આકાશની મર્યાદાનું નિરૂપણ બાવીશમા અધ્યાયમાં છે. ૨૨.

૮ આકાશની મર્યાદાના નિરૂપણના પ્રસંગે શિશુમાર સંસ્થાનનું નિરૂપણ ત્રેવીશમા અધ્યાયમા આવે છે. ૨૩.

૯ નીચેની ( પાતાલોની ) મર્યાદાનું નિરૂપણ ચોવીશમા અધ્યાયમાં છે. ૨૪.

૧૦ પૃથ્વીની નીચેની મર્યાદાના નિરૂપણના પ્રસંગે નીચે રહેનારાઓના સુખનું કારણ એવા શેષનું નિરૂપણ પચીશમા અધ્યાયમા કર્યું છે. ૨૫.

૧૧ અધોમર્યાદા નિરૂપણના પ્રસંગે નિષિદ્ધ કર્મના ફલરૂપે નરકની મર્યાદાનું નિરૂપણ છવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૬.

ઇતિ સ્થાનનિરૂપણમાં પંચમ સ્કન્ધ સમાપ્ત.

## ષષ્ઠસ્કન્ધ.

(૧) નામપ્રકરણમાં,

૧ સંકેતવાળા નામના ઉચ્ચારણના માહાત્મ્યથી અજામિલનું યમદૂતાદિના મુખે વૃત્તાન્તશ્રવણ પ્રથમાધ્યાયમાં છે. ૧.

૨ વિષ્ણુદૂતના મુખથી કીર્તનની પ્રશંસા અને તેના ફળનું નિરૂપણ બીજા અધ્યાયમાં છે. ૨.

૩ સર્વના નામસ્મરણના કારણમાટે અમે કહેલા સિદ્ધાન્તનું નિરૂપણ ત્રીજા અધ્યાયમાં છે. ૩.

(૨) રૂપપ્રકરણમાં,

૧ દક્ષ ઉપર તપવડે લૌતિક કેવલ સાત્વિક કૃપાનું નિરૂપણ ચોથા અધ્યાયમાં કર્યું છે. ૪.

૨ જ્ઞાનવડે દક્ષપુત્રોપર તપથી મિશ્રિત એવા સાત્વિક-લૌતિક પ્રસાદનું નિરૂપણ પાંચમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૫.

૩ દક્ષની કન્યાઓ ઉપર જગતની પ્રુતિને માટે રજોગુણમિશ્રિત લૌતિક પ્રસાદનું નિરૂપણ છઠ્ઠા અધ્યાયમાં કર્યું છે. ૬.

૪ ઇન્દ્રઉપર પ્રસાદને માટે વિશ્વરૂપ પુરોહિત હતા ત્યારે, તેજ ભાવ, બૃહસ્પતિની સમાન જ્ઞાન અને તપસ્યારૂપી આધ્યાત્મિક પ્રસાદનું નિરૂપણ સાતમા અધ્યાયમાં કર્યું છે. ૭.

૫ કવચનો ઉપદેશ કરવાથી વિશ્વરૂપ ઉપર વૈષ્ણવત્વરૂપી આધ્યાત્મિક પ્રસાદનું નિરૂપણ આઠમા અધ્યાયમાં કર્યું છે. ૮.

૬ કર્મ કરનાર એવા વિશ્વરૂપના અન્યથા યજ્ઞ કરવાથી દૈત્યભાવ થતો હોવાને લીધે, ઇન્દ્રઉપર પ્રસાદ કૃપામાં પ્રતિબન્ધ આવતો હોવાથી, વધનું નિરૂપણ; ભક્ત એવો અને દેવોનો દ્રોહ કરી રહેતો એવો જે વૃત્ર તેના દૈત્યભાવથી ઇન્દ્ર ઉપર પ્રસાદ કરવામાં પ્રતિબન્ધકત્વને લીધે વધત્વનું નિરૂપણ અને જ્ઞાની એવા દધીચિ દૈત્ય ન હોવા છતાં તેનું જીવન ઇન્દ્ર ઉપર કૃપા કરવામાં પ્રતિબન્ધક છે, એવું નિરૂપણ નવમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૯.

૭ ઇન્દ્રના પ્રસાદમાં પ્રતિબન્ધક એવા કર્મી, જ્ઞાની અને ભક્તોનું વધ–વધ્યત્વનું નિરૂપણ નવમ અધ્યાયમાં કર્યું છે. ૯.

૮ વૃત્ર ઉપર આધિદૈવિક પ્રસાદ–કૃપા–રૂપી જ્ઞાનનું નિરૂપણ દશમા અધ્યાયમાં છે. ૧૦.

૯ સેનાના પલાયનરૂપી વિષાદનું કારણ ઉપસ્થિત હોવા છતાં પણ અવિષણ્ણત્વે જે શ્લોકવડે સૈનિકો પ્રત્યે ઉપદેશ કર્યો તેથી જ્ઞાન અપ્રતિરુદ્ધ છે–અકુંઠિત છે, એમ જણાવ્યું. ૧૦.

૧૦ વૃત્ર ઉપર આધિદૈવિક પ્રસાદરૂપી ભક્તિનું નિરૂપણ અગ્યારમા અધ્યાયમાં કર્યું છે. ૧૧.

૧૧ નિજ પરાક્રમ દેખાડીને વિષણ્ણ-ખિન્ન-થયેલ ઇન્દ્રવિષે પોતાના વધનો ઉપાય જણાવવાથી પ્રભુવિના બીજામા રાગ-પ્રીતિ-નો અભાવ છે એમ જણાવ્યુ અને અતિદીનતાથી સ્તુતિ કરી, તેમા માહાત્મ્યજ્ઞાન અને સ્નેહનુ લક્ષણ જણાવ્યુ ૧૧

૧૨ વૃત્ર ઉપર આધિદૈવિક પ્રસાદરૂપી બલનુ નિરૂપણ અને ઇન્દ્રઉપરના પ્રસાદનુ જ્ઞાપન કરે એવા વૃત્રના વધનુ નિરૂપણ બારમા અધ્યાયમા છે ૧૨

૧૩ વજ્ર પડી જવાથી લજ્જિત થયેલા ઇન્દ્રને જ્ઞાન નીતિનો ઉપદેશ કરી વજ્ર લેવડાવવુ, તેની જોડે યુદ્ધ, હાથ કપાઇ ગયેલા હોવા છતા પણ વાહનસહિત ઇન્દ્રને ગળીજવુ એવુ બળનુ લક્ષણ પણ એજ બારમા અધ્યાયમા છે ૧૨

૧૪ વૃત્રની હત્યા પેણ આધિદૈવિકત્વે નિરૂપી હોવાથી તે-હત્યા-વડે કૃત ઇન્દ્રના કલેશનુ નિરૂપણ, ઋતમ્ભર ભગવદ્ધ્યાનવડે તે પાપની નિવૃત્તિનુ નિરૂપણ, લક્ષ્મીવડે ઇન્દ્રરક્ષાથી ધ્યાનમા પ્રતિ બન્ધના અભાવનુ નિરૂપણ અને અશ્વમેધવડે મહેન્દ્રપણાનુ નિરૂપણ તેરમા અધ્યાયમા કર્યુ છે, ૧૩

૧૫ ઇન્દ્ર વિષે પ્રદાનને માટે ભક્તિમાર્ગીય ભક્તોને ઉપયોગી એવા અન્ય મતથી સિદ્ધ થયેલા વૈરાગ્યનુ નિરૂપણ ચૌદમા અધ્યાયમા કર્યુ છે ૧૪

૧૬ ભક્તિમાર્ગીય ભક્તોને ઉપયોગી મતાન્તર સિદ્ધ જ્ઞાનનુ નિરૂપણ પદરમા અધ્યાયમા છે ૧૫

૧૭ ભક્તિ-પ્રસાદ નિરૂપણ સોળમા અધ્યાયમાં કર્યું છે. ૧૬.

૧૮ મુખ્ય ભક્તિના દોષયુક્તત્વના અભાવને માટે દોષ એ શાપથી થયેલ અને આગન્તુક છે એમ જણાવવા ભક્તિમાર્ગીય ભક્તામા અસમ્ભવિત અને મતાન્તરથી સિદ્ધ એવા શાપનુ નિરૂપણ સત્તરમા અધ્યાયમા કર્યુ છે. ૧૭.

(૩) ક્રિયાપ્રકરણમાં,

૧ બાહ્યપૂજાવડે બાહ્ય આસુરપણાની નિવૃત્તિનું નિરૂપણ અઢારમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે ૧૮.

૨ આન્તર પૂજાવડે આન્તર આસુરપણાની નિવૃત્તિનુ નિરૂપણ ઓગણીશમા અધ્યાયમાં કર્યું છે. ૧૯.

ઇતિ પુષ્ટિ નિરૂપણમાં ષષ્ઠ સ્કન્ધ સમાપ્ત.



## સપ્તમસ્કન્ધ.

(૧) અસદ્વાસના પ્રકરણમાં,

१ અસદ્વાસનાના કાર્યરૂપે સનકાદિકના અપમાનરૂપી ઉદ્ધતપણાનું નિરૂપણ પ્રથમાધ્યાયમાં કર્યું છે. ૧.

૨ તેના કાર્યરૂપે સર્વ લોકની પીડાનું નિરૂપણ બીજા અધ્યાયમાં કર્યું છે. ૨.

૩ તેના કાર્યરૂપે તપોરૂપ નિજપીડાનું નિરૂપણ તૃતીયાધ્યાયમાં કર્યું છે. ૩.

૪ અત્યન્ત ભોગની સમ્પત્તિ હોવા છતાં અતૃપ્તિરૂપી અનિવૃત્તિ (ભોગથી નિવૃત્ત ન થવું તે) નું નિરૂપણ ચતુર્થાધ્યાયમાં આવે છે. ૪.

૫ તેના કાર્યભૂત ભગવત્પીડાનું નિરૂપણ પાંચમા અધ્યાયમાં છે. ૫.

(૨) સદ્વાસના પ્રકરણમાં,

૧ તેના કાર્યરૂપી સર્વને મુક્ત કરનાર એવા જ્ઞાનના કારણરૂપે દયાનું નિરૂપણ છઠ્ઠા અધ્યાયમાં છે. ૬.

૨ મોચક ક્રિયાનો હેતુ એવા માનુભાવનું અને મહદ્રૂપાનું નિરૂપણ સાતમા અધ્યાયમાં છે. ૭.

૩ અતિદુઃખના કારણનો નાશ કરનાર પ્રભુના પ્રાદુર્ભાવની ક્રિયાનું નિરૂપણ આઠમા અધ્યાયમાં કર્યું છે. ૮.

૪ જીવને સર્વથા પ્રભુની સન્મુખતા મળે તેનું નિરૂપણ નવમા અધ્યાયમાં છે. ૯.

૫ કૃપા અને ફળ સહિત શરીર, વાણી અને મનના ભાવનું નિરૂપણ દશમા અધ્યાયમાં છે. ૧૦.

( ૩ ) મિશ્રવાસના પ્રકરણમાં,

૧ મિશ્રવાસનાવાળા જીવની અસદ્‌વાસનાની નિવૃત્તિ કરાવે તેવા કર્મના પ્રકરણમાં, સાધારણ સર્વ ધર્મનું નિરૂપણ અગ્યારમા અધ્યાયમાં કર્યું છે. ૧૧.

૨ બ્રહ્મચારી અને વાનપ્રસ્થના ધર્મનું નિરૂપણ બારમાં અધ્યાયમાં છે. ૧૨

૩ સંન્યાસીના ધર્મનું નિરૂપણ તેરમા અધ્યાયમાં આવે છે. ૧૩.

૪ ગૃહસ્થધર્મનું નિરૂપણ કરવાના પ્રસંગે દેશ-કાલાદિનો નિર્ણય કરીને બાહ્યદોષનું નિવર્તન કરે, તેવા ધર્મનું નિરૂપણ ચૌદમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૧૪.

૫ ગૃહસ્થધર્મના નિરૂપણના પ્રસંગે અન્તઃકરણના દોષનો નાશ કરે તેવા નિર્ણીત ( નક્કી કરેલા ) સાધનનું નિરૂપણ પંદરમા અધ્યાયમાં કર્યું છે. ૧૫.

ઇતિ નિરૂપણમાં સપ્તમ સ્કન્ધ સમાપ્ત.

---

## અષ્ટમસ્કન્ધ.

(૧) આપત્તિમાં પ્રભુનું સ્મરણ કરવાના પ્રકરણમાં;

૧ મનુએ કરેલા ઉપનિષદ્‌ના અર્થના અનુસન્ધાન-રૂપ પ્રભુના સ્મરણથીજ ભગવત્કૃત પ્રતિબન્ધના નિવારણથી તપરૂપી ધર્મની સિદ્ધિનું નિરૂપણ પ્રથમાધ્યાયમાં કર્યું છે. ૧.

૨ ગજેન્દ્રના પૂર્વજન્મના ધર્મનો હેતુ એવા હરિ-સ્મૃતિના સાધનમાં ( થનાર ) ક્લેશનું કારણ એવી સકામ અર્થ સિદ્ધિનું નિરૂપણ બીજા અધ્યાયમાં થાય છે. ૨.

૩ ગજેન્દ્રે પૂર્વજન્મમાં શીખેલા સ્તોત્રવડે પ્રભુને શરણે ગયેલાના રક્ષણરૂપી ફલ આપનાર મુખ્ય કામની સિદ્ધિનું નિરૂપણ તૃતીયાધ્યાયમા છે. ૩.

૪ સ્મરણ અને શરણરૂપી ભક્તિવડે સન્તુષ્ટ એવા પ્રભુએ ગજેન્દ્રને મોક્ષની સિદ્ધિ કરાવી; તેનું નિરૂપણ ચોથા અધ્યામાં કર્યું છે. ૪.

( ૨ ) સમ્પત્તિમાં સર્વદાન પ્રકરણમાં;

૧ દાનના હેતુનું નિરૂપણ કરવાના પ્રસંગે હેતુત્વે સાધન એવા પ્રભુનું નિરૂપણ પાંચમાં અધ્યાયમાં કર્યું છે. ૫.

૨ હેતુત્વે સાધનવર્ગ એવા દેવ અને અસુરનું નિરૂપણ છઠ્ઠા અધ્યાયમાં કર્યું છે. ૬.

૩ હેતુત્વે પ્રતિબન્ધનું નિવારણ કરે એવા શિવનું નિરૂપણ સાતમાં અધ્યાયમાં છે. ૭.

૪ દાનના રૂપનું નિરૂપણ કરવાના પ્રસંગે સર્વ-રત્નાત્મક દેયન્(આપવાને યોગ્ય એવા રત્નો) ની ઉત્પત્તિનું નિરૂપણ-આઠમા અધ્યાયમાં છે. ૮.

૫ પ્રભુએ, દાનને માટે અપાત્ર-અયોગ્ય એવા-દૈત્યોની વંચના કરીને પાત્ર-યોગ્ય એવા-દેવોને અમૃતનું દાન કર્યું, એ, કર્મનું નિરૂપણ નવમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૯.

૬ મોક્ષનું આધ્યાત્મિકરૂપ એવા ચેતન અમૃતની દેવોને ઉપકારક જે જીર્ણતા-જીરવવાપણું-તેનું નિરૂપણ દશમાધ્યાયમાં કર્યું છે.

પ્રભુના ઉપકારનું વિસ્મરણ થવાને લીધે, નિજ અહંકારથી યુદ્ધની પ્રવૃત્તિ થતાં, અમૃત એ ચેતન હોવાથી દેવોને વિષે કૃતઘ્નતાની શંકાની ઉત્પત્તિ થવાથી અજીર્ણત્વે-જીરવી ન શકવાને લીધે-દેવોનો પરાજય થતાં અહંકારની નિવૃત્તિથી, પ્રભુના ઉપકારનું સ્મરણ થવાને લીધે (પ્રાપ્ત થયેલા)દૈન્યવડે ભગવદ્ધ્યાનમાં પ્રાદુર્ભાવ પામીને પ્રભુએ દૈત્યને માર્યો તેથી અમૃતની પણ કૃતઘ્નતાની શંકા નિવૃત્તિ થઇ, અને જીર્ણત્વ-જીરવવાપણું-પ્રાપ્ત થતાં જ દેવોનો જય થયો. (જીર્ણત્વ જ દેવોના જયનો હેતુ છે.) ૧૦.

૭ દાનના ફલનું નિરૂપણ કરવાને પ્રસંગે અમૃત પીવડાવનાર દેવે સાપેલા દૈત્યના હનન-નાશ-થી

સ્વર્ગની પ્રાપ્તિરૂપી ફલનું નિરૂપણ અગ્યારમા અધ્યાયમાં આવે છે. ૧૧.

૮ પોતાના આશ્રિત એવા (શરણે આવેલા એવા) દૈત્યોને અન્ય ઉપાયનો ઉપદેશ કરી દેવાને અને ફરીથી ઉપદ્રવ ન કરવા માટે, અમૃતનું દાન કરનાર એવા પ્રભુએ કરેલા મહાદેવજીના મોહરૂપી ફલનું નિરૂપણ બારમા અધ્યાયમાં છે. ૧૨.

૯ સાતમા અને આઠમા મન્વન્તરના નિરૂપણથી જેમણે અમૃતપાન કર્યું છે એવા દેવોનો સર્વ મન્વન્તરોમાં આવેશ હોવાથી અમૃતે કરેલા અક્ષયત્વરૂપી–કદી જેનો ક્ષય એટલે નાશ ન થાય એવા–ફલનું નિરૂપણ તેરમા અધ્યાયમાં કર્યું છે.૧૩.

૧૦ મનુ અને મનુના પુત્રોથી થયેલા ભીષણકર્મનું નિરૂપણ કરી પાંચ મન્વન્તરો પ્રભુને આધીન છે એવા કથનથી પ્રભુથીજ સર્વ દાનાદિ ધર્મની સિદ્ધિનુંનિરૂપણ ચૌદમા અધ્યાયમાં આવ્યું છે.૧૪.

(૩) સ્વોક્ત નિર્વાહ પ્રકરણમાં,

૧ સત્ય વાક્યના નિરૂપણના પ્રસંગે બ્રાહ્મણ ઉપરની કૃપાના કારણથી દાતા એવા બલિનું પુનઃ સ્વર્ગના જયરૂપી દાનના સામર્થ્યનું નિરૂપણ પંદરમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૧૫.

૨ પ્રભુની યાચનાના પ્રસંગમાં, અદિતિનું પ્રભુને પ્રસન્ન કરવાને માટેના પયોવ્રતરૂપી કર્મપ્રસાદનું નિરૂપણ સોળમા અધ્યાયમાં કર્યું છે. ૧૬.

૩ વ્રતથી સંતુષ્ટ એવા પ્રભુની અદિતિને વિષે થયેલી કૃપાનું નિરૂપણ સત્તરમા અધ્યાયમાં છે. ૧૭.

૪ ઉપર જણાવેલા બન્ને પ્રસંગોમાં અને દાનના નિરૂપણના પ્રસંગમાં પ્રસન્ન થયેલા, પ્રભુનું અદિતિને વિષે પ્રકટ થઇને છળથી વામનરૂપ ગ્રહણ કરીને બલિના યજ્ઞમાં ગમન કરવું, તેનું નિરૂપણ અને બલિનું વામન ભગવાનને વિષે ભગવાન્‌પણાનું અજ્ઞાન, તેનું નિરૂપણ અઢારમા અધ્યાયમાં કર્યું છે. ૧૮.

૫ પ્રભુની, દાતાની પ્રશંસા કરીને, યાચનાનું નિરૂપણ અને ભૃગુના વાકયોવડે બલિનું વામનને વિષે ભગવત્ત્વનું જ્ઞાન, એ બન્નેનું નિરૂપણ ઓગણીશમા અધ્યાયમાં છે. ૧૯.

૬ ભૃગુએ, દૈત્યોના શત્રુરૂપે સર્વસ્વનું હરણ કરનાર એવા, પ્રભુત્વનું જ્ઞાપન કર્યું છતાં ધીરજ રાખીને ગુરુનું વાકય ઓળંગી અને તેનો શાપ પણ સ્વીકારી પોતાના વિચારથી સત્ય વાકયના નિર્વાહને માટે વિશ્વરૂપ શરીરે પ્રભુ અંગીકાર કરે ત્યાં સુધી બલિએ કરેલા દાનનું નિરૂપણ વીશમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૨૦.

૭ દાનના ફલનું નિરૂપણ કરવાના પ્રસંગે અન્યથા (પ્રતિજ્ઞાથી વિપરીત) કરવાથી બલિને બન્ધન પ્રાપ્ત થયું તેનું નિરૂપણ એકવીશમા અધ્યાયમાંછે. ૨૧.

૮ પ્રભુનો સાક્ષાત્કાર થતાં આત્માદિક સર્વ પદાર્થોનું ભગવદીયત્વ હોવાથી, તે સર્વ પ્રભુને જ સમર્પણ કરવાનું ઉચિત હોવાથી, અને તેમ ન કરી આત્માદિક સર્વ વસ્તુને વિષે અહંતા મમતાને સ્થાપી અહંકારથી સત્ય વાકયના નિર્વાહાર્થ, ભગવત્ત્વનું જ્ઞાન થયેલું હોવા છતાં પણ પ્રભુને

આપેલું દાન ન આપ્યું. ભગવાને, બલિના સૈનિકોએ આપેલા ઉપદ્રવરૂપી લૌકિક અપરાધને જ નિમિત્ત બનાવીને, બલિ ઉપર દૈન્યવડે ભગવદીયત્વ સમ્પાદનને માટે અહંકારાદિકની નિવૃત્તિ કરે તેનું દંડાત્મક અનુગ્રહરૂપી બન્ધન કર્યું. દાનાદિક લૌકિક ધર્મોવડે સ્વર્ગપ્રાપ્તિરૂપ ફલ પણ બન્ધનરૂપે જ છે, એમ જણાવવાને માટે પણ દાનના ફળરૂપે બન્ધન જ કર્યું એજ ફલ છે. ૨૨.

૯ યથાર્થ રીતે કરવાથી બલિની મુક્તિથી પણ વધારે દુર્લભ એવા વરની પ્રાપ્તિનું નિરૂપણ બાવીશમા અધ્યાયમાં છે. ૨૨.

૧૦ પ્રભુ ઉપર દ્વેષ ન કરીને અને દંડને અનુગ્રહ માનીને દીનતાથી આત્મસમર્પણ અને શરણાગતિ અને યથાર્થ કારણ, સંસારમાથી પણ મુક્તિ, આધિવ્યાધિથી રહિતપણું, ઉપદ્રવનો અભાવ, સુખ, ઇંદ્રે કરેલા પરાભવનો અભાવ, આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા દૈત્યોનો ચક્રવડે નાશ, પ્રભુએ કરેલી રક્ષા, સદા પ્રભુનું દર્શન, અને આસુરભાવનો નાશ એ અત્યન્ત દુર્લભ વર છે. ૨૨.

૧૧ સાવર્ણિમન્વન્તરમાં પોતાને ઇચ્છિત એવા સ્વર્ગની સિદ્ધિને માટે બલિનું સુતલમાં સ્થાપનનું નિરૂપણ અને યજ્ઞરૂપી પૂર્વે કરેલા પુરુષાર્થની સંસિદ્ધિનું નિરૂપણ ત્રેવીશમા અધ્યાયમાં છે. ૨૩.

(૪) ધર્મનું કથન કરનારે પ્રકરણમાં,

ત્રણ પ્રકારના ધર્મનું કથન કરનાર મત્સ્યાવતારનું નિરૂપણ ચોવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૪.

ઇતિ સદ્ધર્મ નિરૂપણમાં અષ્ટમ સ્કન્ધ સમાપ્ત.

## નવમસ્કન્ધ.

(૧) સૂર્ય સોમ વંશ પ્રકરણમાં,

આધકક્ષાના નિરૂપણના પ્રસંગે સુદ્યુમ્નને વિષે બ્રહ્માજી, વિષ્ણુ અને મહાદેવજીએ કરેલુ સ્રીપણું અને પુરુષપણું એ બન્નેનું નિરૂપણ કરવાથી દેવના પ્રસાદથી યુક્ત એવા ભક્તનું નિરૂપણ પ્રથમાધ્યાયમાં છે. ૧.

(૨) સૂર્ય વંશ પ્રકરણમાં,

(ક) ૧ આધકક્ષાના નિરૂપણના પ્રસંગે

પૃષધ્રાદિક સાત મનુ પુત્રોના ચરિત્ર અને વંશના નિરૂપણના નિમિત્તે "ભગ" શબ્દથી વાચ્ય એવા ભગવાનના ધર્મો અને ધર્મીના નિરૂપણથી લ ભુષા દેવીના ભજનના નિરૂપણથી પણ દેવરૂપ ભક્તનું નિરૂપણ દ્વિતીયાધ્યાયમા કર્યું છે ૨.

૨ શર્યાતિનુ અંગિરસ્ના સત્રમા બીજા દિવસના કર્મના પ્રવક્તૃત્વે સ્વત યજ્ઞપ્રવર્તકત્વ હોવાથી યજ્ઞપ્રવર્તક એવા ચ્યવનાદિકો કે જે ઇંદ્રની ભુજાનુ સ્તંભન કરીને, અશ્વિનીકુમારોના લુપ્ત થયેલ ભાગનું પ્રવર્તન કરવા સમર્થ એવા ઋષિયોના, સુકન્યાના દાનવડે, સર્વ કામનું પૂરણ કરનાર હોવાથી, બ્રહ્માના વાક્યથી, તેના વંશની કન્યાનું બલદેવજીને દાનથી, દેવપોષકભક્તનું નિરૂપણ ત્રીજા અધ્યાયમા કરવામાં આવ્યું છે. ૩.

આર્પેલું દાન ન આપ્યું. ભગવાને, બલિના સૈનિકોએ આપેલા ઉપદ્રવરૂપી લૌકિક અપરાધને જ નિમિત્ત બનાવીને, બલિ ઉપર દૈન્યવડે ભગવદીયત્વ સમ્પાદનને માટે અહંકારાદિકની નિવૃત્તિ કરે તેનું દંડાત્મક અનુગ્રહરૂપી બન્ધન કર્યું. દાનાદિક લૌકિક ધર્મોવડે સ્વર્ગપ્રાપ્તિરૂપ ફ્લ પણ બન્ધનરૂપે જ છે, એમ જણાવવાને માટે પણ દાનનો ફળરૂપે બન્ધન જ કર્યું એજ ફ્લ છે ૨૨.

૯ યથાર્થ રીતે કરવાથી બલિની મુક્તિથી પણ વધારે દુર્લભ એવા વરની પ્રાપ્તિનું નિરૂપણ બાવીશમા અધ્યાયમાં છે. ૨૨.

૧૦ પ્રભુ ઉપર દ્વેષ ન કરીને અને દંડને અનુગ્રહ માનીને દીનતાથી આત્મસમર્પણ અને શરણાગતિ અને યથાર્થ કારણ, સંસારમાથી પણ મુક્તિ, આધિવ્યાધિથી રહિતપણું, ઉપદ્રવનો અભાવ, સુખ, ઇંદ્રે કરેલા પરાભવનો અભાવ, આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા દૈત્યોનો ચક્રવડે નાશ, પ્રભુએ કરેલી રક્ષા, સદા પ્રભુનું દર્શન, અને આસુરભાવનો નાશ એ અત્યન્ત દુર્લભ વર છે. ૨૨.

૧૧ સાવર્ણિમન્વન્તરમાં પોતાને ઇચ્છિત એવા સ્વર્ગની સિદ્ધિને માટે બલિનું સુતલમા સ્થાપનનું નિરૂપણ અને યજ્ઞરૂપી પૂર્વે કરેલા પુરુષાર્થની સંસિદ્ધિનું નિરૂપણ ત્રેવીશમા અધ્યાયમાં છે ૨૩.

(૪) ધર્મનું કથન કરનાર પ્રકરણમાં,

ત્રણ પ્રકારના ધર્મનું કથન કરનાર મત્સ્યાવતારનું નિરૂપણ ચોવીશમા અધ્યાયમાં કર્યું છે ૨૪.

ઇતિ સદ્ધર્મ નિરૂપણમાં અષ્ટમ સ્કન્ધ સમાપ્ત.

## નવમસ્કન્ધ.

(૧) સૂર્ય સોમ વંશ પ્રકરણમાં,

આદ્યકક્ષાના નિરૂપણના પ્રસંગે સુદ્યુમ્નને વિષે બ્રહ્માજી, વિષ્ણુ અને મહાદેવજીએ કરેલું સ્ત્રીપણું અને પુરુષપણું એ બન્નેનુ નિરૂપણ કરવાથી દેવના પ્રસાદથી યુક્ત એવા ભક્તનું નિરૂપણ પ્રથમાધ્યાયમાં છે. ૧.

(૨) સૂર્ય વંશ પ્રકરણમાં,

(ક) ૧ આદ્યકક્ષાના નિરૂપણના પ્રસંગે

પૃષધ્રાદિક સાત મનુ પુત્રોના ચરિત્ર અને વંશના નિરૂપણના નિમિત્તે "ભગ" શબ્દથી વાચ્ય એવા ભગવાનના ધર્મો અને ધર્મીના નિરૂપણથી લંબુષા દેવીના ભજનના નિરૂપણથી પણ દેવરૂપ ભક્તનું નિરૂપણ દ્વિતીયાધ્યાયમા કર્યું છે. ૨.

૨ શર્યાતિનું અંગિરસ્‌ના સત્રમાં બીજા દિવસના કર્મના પ્રવકતૃત્વે સ્વત યજ્ઞપ્રવર્તકત્વ હોવાથી યજ્ઞપ્રવર્તક એવા ચ્યવનાદિકો કે જે ઇંદ્રની ભુજાનું સ્તંભન કરીને, અશ્વિનીકુમારોના લુપ્ત થયેલ ભાગનું પ્રવર્તન કરવા સમર્થ એવા ઋષિયોના, સુકન્યામા દાનવડે, સર્વ કામનું પૂરણ કરનાર હોવાથી, બ્રહ્માના વાકયથી, તેના વંશની કન્યાનું બલદેવજીને દાનથી, દેવપોષકભક્તનું નિરૂપણ ત્રીજા અધ્યાયમાં કરવામા આવ્યું છે. ૩.

(ખ) ૧-અધ્યમ કક્ષાના નિરૂપણના પ્રસંગે

નાભાગને વિષે મંત્રદ્રષ્ટાપણું અને સત્યપરતા હોવાથી, મહાદેવજીને સંતુષ્ટ કરેલા હોવાથી મહાદેવજીની સમાન ભક્તનું નિરૂપણ,

અમ્બરીષમાં સર્વોત્તમભાવ હોવાથી, સર્વ ઇંદ્રિયોવડે ભગવદ્ભજનથી, પ્રભુ વિના અન્યમાં રાગ ન હોવાથી, તેની ભક્તિ સાનુરાગવાળી છે, એમ જણાવવા માટે, કાયિક બ્રહ્મશાપનો સ્પર્શ ન થવાને લીધે ભગવાન્ ભક્તને વશ છે, અને એવા ભક્તને વિષે કરેલા અપરાધથી ભગવાને જાતે પણ રક્ષણ ન કર્યું, તેથી ભગવાન્ની સમાન ભક્તનું નિરૂપણ,

સર્વત્ર ભક્તોને વિષે મધ્યમોની બન્ધ-મોક્ષની વ્યવસ્થાને જણાવવા માટે—

મધ્યમ એવા અમ્બરીષમાં બન્ધરૂપ ગૃહ સ્થિતિનું નિરૂપણ ચોથા અધ્યાયમાં કર્યું છે. ૪.

૨ દુર્વાસાઋષિ અમ્બરીષ રાજાને પગે પડ્યા ત્યારે, અમ્બરીષ રાજા લજ્જિત થયા તેથી તેમણે પોતેજ દુર્વાસાને પગે પડી તેને પ્રસન્ન કર્યાથી બ્રહ્મણ્યતાના નિરૂપણને લીધે અને ચક્રની સ્તુતિથી ગર્વના અભાવના નિરૂપણને લીધે,

ભક્તિમાં ભગવાન્ અમૃગ્ય છે (શોધવા ન પડે તેવા છે) અને ભક્ત મૃગ્ય (જેને શોધવાની જરૂર પડે તેવો) છે, તેથી બ્રહ્મભાવ કરતાં ભક્તિના

શ્રેષ્ઠત્વનું (શ્રેષ્ઠપણાનું) નિરૂપણુ અને બન્ધ-મોક્ષની વ્યવસ્થા જણાવવા અમ્બરીષ રાજાના ગૃહત્યાગરૂપી મોક્ષનું નિરૂપણુ પાંચમા અધ્યાયમાં કર્યું છે. ૫.

૩ શશાદના પિતા ઇક્ષ્વાકુ રાજા, ગુરુના વાક્યથી કર્મમાં પુત્રનો અપરાધ જણાતાં, તેનો ત્યાગ કરી, પોતે સંસારથી નિરપેક્ષ છે, એમ કથન કરેલું હોવાથી;

યાજક–યજ્ઞ કરાવનાર–ની સાથેના સંવાદથી, તેની ભક્તિનું શ્રેષ્ઠત્વ કથન કરેલું હોવાથી;

શશાદનો પુત્ર, ઇન્દ્રઉપર આરૂઢ અને દેવોનું કાર્ય કરનાર, પ્રભુના તેજથી વ્યાપિત્વે હરિને નિવેદન હોવાનું કથન હોવાથી;

તેના વંશમાં ઉત્પન્ન થયેલ કુવલયાશ્વ, અત્યન્ત દુઃસહ એવા પુત્ર મરણને પણ સ્વીકારી ઋષિના કાર્યને કરનાર તરીકે બ્રાહ્મણુપરત્વનું કથન હોવાથી;

યુવનાશ્વની સ્ત્રીઓ વંધ્યા હોવા છતાં પણ પુંસવનજલના પાનથી, તેને સ્વતઃનેજ પુત્રલાભવડે ઋષિપ્રસાદના કથનને લીધે;

પોતાના (યુવનાશ્વના) અને પુત્રના જીવનવડે દેવપ્રસાદના કથનથી; અને

ઐહિક અને આમુષ્મિક ઉત્કર્ષવાળા સૌભાર ઋષિનેવિષે; જેને પ્રતિષ્ઠા પ્રાપ્ત છે, એવા માન્ધાતાના કથનથી;

શશાદનેવિષે સર્વ ગુણનું સ્થાપન હોવાને લીધે, તે, બ્રહ્મસમાન ભક્ત છે; એમ નિરૂપણ છઠ્ઠા અધ્યાયમાં કર્યું છે. ૬.

(ગ) ઉત્તમ કક્ષાના નિરૂપણના પ્રસંગે,

૧ ભક્તવડેજ, પૂર્વજન્મના દોષને લીધે થયેલા ચાણ્ડાલત્વની નિવૃત્તિને માટે અને ભક્તિજ સર્વ દોષની નિવૃત્તિ કરે છે, એમ જણાવવામાટે તેમજ હરિશ્ચન્દ્ર દ્વારા દોષની નિવૃત્તિ કરાવી તેથી અન્યનો ઉદ્ધાર પણ ભક્ત કરી શકે છે અને ભક્તિજ અન્યના ઉદ્ધારત્વે પ્રશસ્ત છે,

લોકાપવાદની શાન્તિને માટે અને ઋણત્રયની નિવૃત્તિને માટે વરુણની પ્રાર્થનાથી પ્રાપ્ત થયેલા પુત્રનું મરણ જાણવા છતાં,

પ્રભુએ પુત્ર રક્ષા કરીને કૃપાનું દ્યોતન કરેલું હોવાથી,

ધર્મની પરીક્ષા કરે તેવી ચાણ્ડાલની દશામાં સ્વામીના કાર્યને માટે અતિ સાહસ કરનાર હોવાથી,

ધૈર્યનું અવલમ્બન કરી વિશ્વામિત્રને પ્રસન્ન કરેલા હોવાથી,

ધૈર્યથી યુક્ત એવા લોકોદ્ધારમાં પ્રયત્ન કરનાર ભક્તનું નિરૂપણ સાતમા અધ્યાયમાં કર્યું છે. ૭.

૨ સગરે મર્યાદાનો વિરોધ કરનાર તાલજંઘાદિનો નાશ કર્યો તેથી, તેના પુત્રોએ સાગર કર્યો અને

મર્યાદાનું રક્ષણ કર્યું હોવાથી, અને જ્ઞાનાદિની અપેક્ષાએ મહત્ત્વ દેખાડેલું હોવાથી,

સ્થિર કાર્ય કરનાર લોકોદ્ધારમાં પ્રયત્નવાળા ભક્તનું નિરૂપણ આઠમા અધ્યાયમાં કર્યું છે. ૮.

૩ ભગીરથે, સર્વ લોકનો ઉદ્ધાર કરે તેવી ગંગાને પૃથ્વી ઉપર બોલાવી તેનું નિરૂપણ હોવાથી,

તેના વંશમાં ઉત્પન્ન થયેલા સૌદાસમાં જીવનું પ્રાધાન્ય હોવાથી ભક્તિજ મુખ્ય છે એમ કથન કરેલું હોવાથી,

બ્રહ્મબીજથી વંશની કથાવડે જ્ઞાન યુક્તત્વનું કથન હોવાથી ( એટલે ભક્તિ અને જ્ઞાન એ બંને તેમાં છે એમ કહેલું હોવાથી ),

ખટ્વાંગમાં તે બંને ( ભક્તિ અને જ્ઞાન ) ફલિત થયેલા હોવાથી, ક્ષણમાત્રમાં કૃષ્ણના સ્મરણથી અનપાયિની મુક્તિનું કથન હોવાથી,

ભક્તિમાર્ગના પરમ કાષ્ઠાપન્ન-સર્વશ્રેષ્ઠ લોકોદ્ધારમાં પ્રયત્નવાળા ભક્તનું નિરૂપણ નવમા અધ્યાયમાં છે. ૯.

( ઘ ) ઈશ કથાના પ્રસંગે,

૧ માહાત્મ્યનું જ્ઞાપન કરે તેવા વીર્યના પ્રકાશક ચરિત્રનું નિરૂપણ કરી ઇશની ક્રિયાશક્તિનું નિરૂપણ દશમા અધ્યાયમાં આવે છે. ૧૦.

૨ ઇશ એવા શ્રીરામે સર્વવેદ યજ્ઞમાં સર્વસ્વ જ્ઞાનનું દાન કર્યું તેથી વૈદિક બ્રાહ્મણોમાં પ્રીતિ ઉત્પન્ન કરી હોવાથી,

નિરપરાધી સીતાજીને કાઢી મૂકાય તેવી લોકવાયકા શ્રવણ કરી તેવા લૈકિક ધર્મના અંગીકાર વડે લૈકિકોમાં પ્રીતિ ઉત્પન્ન કરી હોવાથી,

વાંદરાઓના સખ્યવડે સ્વામીધર્મના સુકૃતજ્ઞત્વનું જ્ઞાપન કરી તિર્યક્ યોનીના પ્રાણીઓમાં પણ પ્રીતિ ઉત્પન્ન કરી હોવાથી,

કોશલના ઉદ્ધારથી અલૈકિક માહાત્મ્યનું બોધન હોવાથી,

ભાઇઓના સૌખ્યથી અને સર્વ લોકના સન્માનથી લૈકિક માહાત્મ્યનું બોધન કરવાથી,

ભક્તિ નિષ્ઠાનું નિરૂપણ અગ્યારમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૧૧.

(૭) જ્ઞાનમિશ્ર ભક્તિ મુખ્ય છે એમ બોધન કરતાં નિમિ રાજાને થએલા ગુરુના શાપથી જ્ઞાનની મુખ્યતા દેખાડેલી હોવાથી,

ગુરુને નિમિના શાપથી નિમિનું ભક્તિમાં મુખ્યત્વ દેખાવાથી,

દેવ પ્રસાદના કથનથી અને આગળ પણ તેવા વંશના કથનથી,

જ્ઞાનનિષ્ઠ ભક્તિનું નિરૂપણ તેરમા અધ્યાયમાં કર્યું છે. ૧૩.

(૩) સોમવંશ પ્રકરણમાં,

(ક) આદ્યકક્ષાના નિરૂપણના પ્રસંગે

૧ અત્રિના નેત્રથી પ્રકટ થયેલ એવો ચંદ્ર એ જ્ઞાનનો અંશ હોવાથી અને યજ્ઞરૂપ હોવાથી જન્મ અને કર્મવડે શુદ્ધ હોવાથી—

(૨) ચંદ્રનો પુત્ર એ લોકદૃષ્ટિથી વ્યભિચારથી ઉત્પન્ન થયેલો હોવા છતાં પણ—

(૩) સર્વ દેવોની સમ્મતિથી, ગુરુની સ્પૃહાથી,-

(અ) વિષ્ણુરૂપત્વ, બુદ્ધિસમ્પન્નત્વ, નિર્વ્યલીકત્વ નિર્દોષત્વ; રૂપી—

(આ) અનુભાવનું જ્ઞાપન હોવાથી,

(ઇ) (ચંદ્ર) વંશને સરસ (રસસહિત) કરવા માટે ત રાનેવિષે લક્ષ્મીજીનો અને ચંદ્રનેવિષે ભગવાનનો આવેશ જણાવ્યો હોવાથી,

(૪) ઐલમાં લોકદૃષ્ટિએ ઐણપણું હોવા છતાં પણ નારાયણથી ઉત્પન્ન થયેલી ઉર્વશીનેવિષે

જો કે તે ઉર્વશી મૈત્રાવરુણના શાપથી ભોગ-રહિત હતી છતાં,

તે ઉર્વશી ભક્તિરૂપ છે તેથી તેને વિષે (ઐલ) આસક્ત હૃદયવાળો બન્યો, તેથી;
અને ભક્તિના સામર્થ્યથી વેદના ઉદ્‌ગમનો હેતુ બ્રહ્માવેશનો અનુભાવ જણાવેલો હોવાથી,

સાનુભાવ પુષ્ટિભક્તનું નિરૂપણ ચૌદમા અધ્યાયમાં કરેલું છે. ૧૪.

(ખ) ઈશકથાના પ્રસંગમાં,

૧ હવિના નાશને નિમિત્તે દોષવાળા એવા ત્રિગુણના નાશનું નિરૂપણ પંદરમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૧૫.

૨ મંત્રના નાશને નિમિત્તે દોષવાળા એવા ત્રિગુણના હનનનું નિરૂપણ સોળમા અધ્યાયમાં કર્યું છે. ૧૬.

(ગ) આધકક્ષાના નિરૂપણના પ્રસંગે

૧ અવૈદિક એવા ત્રિગુણોનો રામે નાશ કર્યા પછી બાકી રહેલા વૈદિક હોવાથી-નિર્ગુણ હોવાથી અને ધન્વન્તરિના જન્મથી શુદ્ધત્વનો બોધ કરાવેલો હોવાને લીધે,

અલર્ક ભોગયુક્ત હોવા છતાં પણ મોક્ષમાં પ્રયોજક હોવાથી,

રજિ, દૈત્યોથી પરાભૂત ન હોવાથી અને દેવકાર્યનો સાધનાર હોવાથી,

રજિના પુત્રોનું સામર્થ્ય હોવા છતાં પણ તેઓ વેદબાહ્ય હોવાથી ઈન્દ્રે નાશ કર્યો તેથી,

ભોગયુક્ત વૈદિક ભક્તનું નિરૂપણ સત્તરમા અધ્યાયમાં કર્યું છે. ૧૭.

(ઘ) મધ્યમકક્ષાના નિરૂપણને પ્રસંગે

૧ પુષ્ટિભક્ત ઈન્દ્રપદ પર સ્થિત થતાં, સર્વ વસ્તુઓને વિષે, શુદ્ધ અન્તઃકરણ, પિતાની આજ્ઞામાં પરાયણ, એવા ભક્તનું સર્વત્ર ભક્તોમાં—

મધ્યમોના બન્ધમોક્ષની વ્યવસ્થાનું બોધન કરાવવા માટે મધ્યમ એવા યયાતિની બન્ધરૂપ ગૃહસ્થિતિનું નિરૂપણ અઢારમા અધ્યાયમાં કર્યું છે. ૧૮.

૨ મધ્યમોમાં પણ મધ્યમ એવો જે યયાતિ તેને વૈરાગ્ય થતાં, કરેલા ગૃહત્યાગનું નિરૂપણ ઓગણીશમા અધ્યાયમાં કર્યું છે. ૧૯.

(૬) ઉત્તમ કક્ષાના નિરૂપણ પ્રસંગમાં,

૧ દુષ્યન્તનો પુત્ર જે ભરત તેની કથાથી અતિ સામર્થ્યવાળા ભક્તનું નિરૂપણ વીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૦.

૨ રન્તિદેવાદિની કથાથી અતિધૈર્યવાળા ભક્તનું નિરૂપણ એકવીશમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૨૧.

૩ સામર્થ્ય અને ધૈર્ય એ બન્નેથી યુક્ત એવા ભક્તનુ નિરૂપણ બાવીશમા અધ્યાયમા કર્યું છે ૨૨

૪ યદુવંશની કથાથી પરમકાષ્ઠાપન્ન (સર્વ શ્રેષ્ઠ) ભક્તિવાળા ભક્તનું નિરૂપણ ત્રેવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૩.

૫ ભક્તિના ફળરૂપે ભગવાનનો પ્રાદુર્ભાવ થયો તેનું નિરૂપણ ચોવીશમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૨૪.

ઇતિ ઇશકથા નિરૂપણમાં નવમ સ્કન્ધ સમાપ્ત.

## દશમસ્કન્ધ.

( ૧ ) જન્મ પ્રકરણમાં,

૧ પૃથ્વી ઇત્યાદિક ભક્તોને કાલાદિકથી ત્રણ પ્રકારના દુઃખનું કથન હોવાથી, ચાર પ્રકારનું હેતુ નિરૂપણ,

દેવકીજી આદિના મૃત્યુનું નિવારણ કરવાને માટે સામર્થ્યવાળા એવા વાસુદેવના વસુદેવજીના હૃદયમાં પ્રાકટ્યનું નિરૂપણ પ્રથમાધ્યાયમાં કર્યું છે. ૧.

૨ બલદેવજી અને માયાના રૂપોનું, કે જે વિહારની સામગ્રીરૂપે થયા હતા, તેમનું કથન હોવાથી ચાર પ્રકારે પ્રભુના ઉદ્યમનું નિરૂપણ,

ગર્ભના સંકર્ષણથી દૈત્યોનો નાશ કરનાર એવા સંકર્ષણના પ્રાકટ્યનું નિરૂપણ દ્વિતીયાધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૨.

૩ લૌકિક કાલમાં મૂલ કાલના પ્રાદુર્ભાવથી,
વસુદેવજીની સ્તુતિથી,
દેવકીજીની સ્તુતિથી,

પ્રભુના વચનથી પણ,

નિજસ્વરૂપનો બોધ કરાવેલો હોવાથી,

આગળ શિશુભાવ-લૌકિક બાલભાવને પ્રાપ્ત થયેલા હોવાથી,

ચાર પ્રકારે રૂપાન્તરના સ્વીકારનું નિરૂપણ,

તેજ વંશના સમ્બન્ધી હોવાથી, પ્રદ્યુમ્નના પ્રાકટ્યનું નિરૂપણ પણ ત્રીજા અધ્યાયમા કર્યું છે. ૩.

૪ દેવકીજીએ, ઉપગૂહન (છુપાવવું), રુદન અને યાચનવડે અનન્ય કન્યાત્વના-(પ્રભુથી અન્ય નહિ એવી કન્યાના) ગોપનથી,

માયાએ સ્પષ્ટપણે કહેલું ન હોવાથી

કંસનો ભય વિદ્યમાન હોવા છતાં પણ વસુદેવજીએ મથુરામાં રહી કંસની વંચના કરેલી હોવાથી,

કંસના કર્મવડેજ કંસના વધનો હેતુ બને તે માટે બ્રહ્મહિંસામાં હિત છે એમ જણાવીને પ્રભુએ પણ કંસની વંચના કર્યાથી,

(એમ) ચાર પ્રકારે કાપટ્યનું નિરૂપણ,

અને, સર્વને મુક્ત કરનાર એવા અનિરુદ્ધના પ્રાકટ્યનું નિરૂપણ ચોથા અધ્યાયમાં કર્યું છે. ૪.

(અહીં જન્મપ્રકરણ પૂર્ણ થાય છે.)

( ૨ ) તામસ પ્રકરણ:—

( ક ) પ્રમાણ પ્રકરણ—

૧ પિતાના ઘરમાંથી અન્યત્ર પધારેલા શ્રીકૃષ્ણનો ઉત્સવ કરવામાં આવ્યો એમ કથન કરેલું હોવાથી, ઐશ્વર્યનું નિરૂપણ,

વસુદેવજીના પ્રમાણવડે પ્રમિત ( વસુદેવજીના કહેવાથી સપ્રમાણ સિદ્ધ થયેલ ) નન્દ પુત્ર-બાળ-રૂપ-શ્રીકૃષ્ણને વિષે,

ઉત્સવની સાથેજ ( ઉત્સવને લીધેજ ) સ્વમાર્ગમાં ઘણા બાધકો છે એવા નિર્ણયથી, પ્રભુ-અતિમાનુષ ( મનુષ્ય ન કરી શકે તેમ ) લીલા કરનાર હોવાથી,

સકલ દુઃખના નિવારણરૂપી માહાત્મ્યદ્વારા તામસ ( મૂઢ-અજ્ઞ-લોકવેદાદિને ન જાણનાર કે ન ગણકારનાર ) એવા નન્દાદિકના સ્નેહનું નિરૂપણ પાંચમા અધ્યાયમાં કર્યું છે. ૫.

૨ પૂતનાના વધરૂપી વીર્યનું નિરૂપણ

નન્દના પ્રમાણથી પ્રમિત ( શ્રીનન્દરાયજીના કથનથી જ્ઞાત એવા ) નન્દપુત્ર-બાલરૂપ-શ્રીકૃષ્ણને વિષે,

ભયની સાથે-પ્રભુથીજ ઘણા બાધકોના નિવારણથી-અતિમાનુષ ( મનુષ્ય ન કરી શકે તેમ ) લીલા કરનાર હોવાથી,

સકલ દુઃખનું નિવારણ કરે એવા માહાત્મ્ય-
દ્વારા, તામસ એવા નન્દાદિકના સ્નેહનું નિરૂપણ
છઠ્ઠા અધ્યાયમાં કર્યું છે. ૬.

૩ શકટ-તૃણાવર્તના નાશથી શ્રીયશોદાજીએ પુત્ર-
ભાવે લાલન કર્યું તેથી,
અને યશોદાજીને મોહ પમાડયો તેથી,

આધારનો ઉત્કર્ષ સ્થાપન કરનાર એવા સર્વ-
જનના આહ્‌લાદક ગુણવાળા હોવાને લીધે,

યશનું નિરૂપણ;

બાળકો અને સ્ત્રીઓના પ્રમાણથી પ્રમિત (કહેવાથી)
નન્દપુત્ર-બાળરૂપ-શ્રીકૃષ્ણને વિષે, કૌતુક સહિત-
સકળ જનના અર્થને સાધે એવા નિર્ણયથી,
અતિમાનુષ લીલા કરનાર હોવાને લીધે;

સકલ દુઃખના નિવારણરૂપી માહાત્મ્યદ્વારા,
તામસ નન્દાદિકના સ્નેહનું નિરૂપણ સાતમા
અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૭.

૪ નામકરણ લીલાથી, સર્વની આપત્તિનું નિવારણ
કરનાર હોવાથી,

શ્રીનું નિરૂપણ

ગર્ગના પ્રમાણથી પ્રમિત ( ગર્ગના વાકયથી
જ્ઞાત ) નન્દપુત્ર-બાલરૂપ-શ્રીકૃષ્ણને વિષે—

ગર્ગના વાકયથી મુગ્ધભાવ સાથે—

ભક્તિનું દાનકરવાપણાના નિર્ણયથી, અતિમાનુષ
લીલા કર્તૃત્વે;

સકલ દુઃખ નિવારણ માહાત્મ્યદ્વારા તામસ નન્દાદિકના સ્નેહનું નિરૂપણ આઠમા અધ્યાયમાં આવે છે. ૮.

૫ દોરડી નાની થવાથી અને પ્રભુ વ્યાપક છે, એમ કથન કરેલું હોવાથી,

બ્રહ્મત્વનો બોધ કરાવે એવા જ્ઞાનનું નિરૂપણ;

યશોદાજીના પ્રમાણથી પ્રમિત, નન્દપુત્ર-બાલરૂપ-શ્રીકૃષ્ણને વિષે—

અતિ આશ્ચર્ય સાથે—

ભક્તવશ્યત્વનો નિર્ણયથી, અતિમાનુષલીલા કરનાર હોવાના નિર્ણયથી;

સકલ દુઃખ નિવારણ માહાત્મ્યદ્વારા તામસ નન્દાદિકના સ્નેહનું નિરૂપણ નવમા અધ્યાયમાં છે. ૯.

૬ યમલાર્જુનને મુક્તિનું દાન કરી લીલામાં સ્થાપેલા ન હોવાને લીધે;

ભક્તવિના અન્યમાં અનાસક્તિરૂપ વૈરાગ્યનું નિરૂપણ;

નલકૂબર-મણિગ્રીવના પ્રમાણથી પ્રમિત એવા નન્દપુત્ર-બાલરૂપ-શ્રીકૃષ્ણને વિષે—
યમલાર્જુનના ભંગ સાથે—

· સર્વોદ્ધાર પ્રયત્નત્વ–સર્વદોષના નિવારકત્વ–ના નિર્ણયથી, અતિમાનુષ લીલા કરનાર હોવાથી; સકલ દુઃખ નિવારણ માહાત્મ્યદ્વારા તામસ એવા નન્દાદિકના સ્નેહનું નિરૂપણ દશમા અધ્યાયમાં કરે છે. ૧૦.

૭ મોચનાદિ લીલાવડે ષડ્ગુણયુક્તત્વના બોધનથી;

ધર્મીનું નિરૂપણ;

ઉપનન્દના પ્રમાણથી પ્રમિત એવા નન્દપુત્ર–બાલરૂપ–શ્રીકૃષ્ણ વિષે—

બકના ઘાતકત્વ સહવર્તમાન—
પરમાનન્દને અર્પનારપણાના નિર્ણયથી, અતિમાનુષ લીલાકર્તૃત્વે,

સકલ દુઃખ નિવારણ માહાત્મ્યદ્વારા તામસ જે નન્દાદિક તેમના સ્નેહનું નિરૂપણ અગ્યારમા અધ્યાયમાં છે. ૧૧.

(તામસ–પ્રમાણ–પ્રકરણમાં "પ્રેમ" નિરૂપણ સમાપ્ત.)

(બ) પ્રમેય પ્રકરણમાં,

૧ સૌન્દર્યના અનુભવથી સ્ત્રીઓને વિષે આસક્તિને ઉત્પન્ન કરનાર એવું નિજસ્વરૂપ, ચાર પુરુષાર્થ અને દશવિધરસ મળી ચૌદગુણવાળું કહ્યું હોવાથી;

વચનદ્વારા બલભદ્રનેવિષે નિજધર્મનું સ્થાપન કરેલું હોવાથી;

લોકમાં પ્રસિદ્ધિમાટે બલભદ્રવડેજ ધેનુકાસુરનો વધ હોવાથી;

પ્રમેયાન્તર્ગત ઐશ્વર્યનું નિરૂપણ બારમા અધ્યાયમાં કર્યું છે. ૧૨.

૨ આસક્તિની પરીક્ષામાટે કાલીયદમનની ક્રિયાવડે સ્ત્રીઓ–ગાયો–બાલકોને વશ કરેલા હોવાથી;
પ્રમેયાન્તર્ગત વીર્યનું નિરૂપણ તેરમા અધ્યાયમાં કરવામાં આવે છે. ૧૩.

૩ બહાર આવીને મળવાથી અને સર્વના ઇષ્ટનું દાન કરવાથી, સર્વને વશ કરેલા હોવાને લીધે;

દાવાગ્નિથી મુક્ત કરીને માહાત્મ્યનો બોધ કરાવેલો હોવાથી;

પ્રમેયાન્તર્ગત યશનું નિરૂપણ ચૌદમા અધ્યાયમાં આવે છે. ૧૪.

૪ કાલદુઃખના નિવારણથી, ક્રીડામાં પ્રિય હોવાથી, અને પ્રલમ્બના નાશથી, બાલકોની આસક્તિ ઉત્પન્ન કરેલી હોવાથી;

પ્રમેયાન્તર્ગત શ્રીનું નિરૂપણ પંદરમા અધ્યાયમાં કર્યું છે. ૧૫.

૫ દાવાનળના પાનથી ઉત્પન્ન થયેલા માહાત્મ્યદ્વારા સ્વરૂપજ્ઞાનનું સમ્પાદન કરવાથી, ગાયોની દૃઢ આસક્તિને ઉત્પન્ન કરેલી હોવાથી;

પ્રમેયાન્તર્ગત જ્ઞાનનું નિરૂપણ સોળમાં અધ્યાયમાં છે. ૧૬.

૬ વર્ષાઋતુ અને શરદ્ઋતુના વર્ણનથી કાલના ગુણોવડેજ સર્વનું દુઃખ નિવારણ કરેલું હોવાથી દૃઢ આસક્તિનું ઉત્પાદન કરવાને લીધે;

પોતાની તટસ્થતાને લીધે;

પ્રમેયાન્તર્ગત વૈરાગ્યનું નિરૂપણ સત્તરમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૧૧.

૭ વેણુનાદવડે ગોપીજનોની દૃઢ આસક્તિનું નિરૂપણ કરેલું હોવાથી;

ગોપીજનોયે પણ રસરૂપ-ષડ્ગુણયુક્ત-સ્વરૂપનું નિરૂપણ કરેલું હોવાથી;

ધર્મીનું નિરૂપણ અઢારમા અધ્યાયમાં કરેલું છે. ૧૮.

તામસ-પ્રમેય પ્રકરણમાં "આસક્તિ"નું વર્ણન સમાપ્ત.

---

(ગ) સાધન પ્રકરણ,

૧ કુમારિકાઓવડે પ્રભુની પ્રાપ્તિમાટે "વ્યસન" નો બોધ કરાવે તેવું વ્રત કરેલું હોવાથી—
તે પછી પ્રભુની આજ્ઞાથી લૌકિક ભાવના પરિત્યાગવડે યથોક્ત કરણ (આજ્ઞાસુજબ વર્તન) હોવાથી—

સન્તુષ્ટ થયેલા પ્રભુએ તેમને વરદાન આપ્યું, એ ઇશ્વરધર્મ હોવાથી—

ઇશ્વરપર મત્સરાદિક એ અનર્થનો હેતુ છે તેથી તરુની સ્તુતિથી જ્ઞાનોપદેશવડે ગોપીને વિષે મત્સર દોષનું નિવારણ કરેલું છે. તે પણ ઐશ્વર્ય બોધક હોવાથી;

ઐશ્વર્યનું નિરૂપણ ઓગણીશમા અધ્યાયમાં કરેલું છે. ૧૯.

૨ પ્રભુને અન્નનું દાન કરવામાટે આવેલી યજ્ઞ પત્નીઓના પતિઓએ તેમની અન્યપરતા જાણી છતાં ભગવદ્વાક્યથી અને દેવની અનુમતિથી પતિઓને અદેખાઇ ન થઇ એ વીર્યનો બોધ કરાવનાર હોવાથી,

પત્નીઓદ્વારા બ્રાહ્મણોને પણ બોધન થયેલુ છે એ પણ વીર્ય બોધકજ હોવાથી,

વીર્યનું નિરૂપણ વીશમા અધ્યાયમાં છે. ૨૦.

૩ હેતુના નિરાકરણવડે, પરમ્પરાથી ચાલતો આવેલો જે ઇન્દ્રયાગ તેનો ત્યાગ કરાવેલો હોવાથી, અને વૈષ્ણવયાગ કરાવેલો હોવાથી,

સ્વધર્મમાં પોજે તેવા યશનું નિરૂપણ એકવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૧.

૪ ગોવર્ધનના ધારણવડે ઇન્દ્રે કરેલા ઉપદ્રવરૂપી આપત્તિના નિવારકત્વને લીધે,
શ્રીનું નિરૂપણ બાવીશમા અધ્યાયમાં કરવામા આવ્યું છે. ૨૨

૫ ફરીથી બીજે વર્ષે પણ ઇન્દ્રયાગ ન થાય અને વૈષ્ણવયાગજ થાય તે માટે ગર્ગના વાકયોવડે શંકાનું નિવારણ કરેલું હોવાથી જ્ઞાનનું નિરૂપણ ત્રેવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૩.

૬ જેણે અપરાધ કરેલો છે એવા ઇન્દ્રઉપર પણ કૃપા કરેલી હોવાથી;

મદનો ત્યાગ કરાવી દોષનેજ દૂર કરેલો હોવાથી; વૈરાગ્યનું નિરૂપણ ચોવીશમા અધ્યાયમાં છે. ૨૪.

૭ ગોકુલવાસીઓને વૈકુણ્ઠ સુધી પહોંચાડી, ત્યાંથી પણ-ભજનાનન્દનેમાટે ઉદ્ધાર્યા તેથી;

ધર્મીનું નિરૂપણ પચીશમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૨૫.

(તામસ-સાધન પ્રકરણમાં-પ્રભુએજ કૃપાપૂર્વક સમ્પાદન કરી આપેલા સાધનોનું વર્ણન સમાપ્ત.)

---

(ઘ) ફલ પ્રકરણ,

૧ ધ્વનિવડે બોલાવવાને (કર્તું) સમર્થ હોવાથી;

ગમન બોધક વાકયોવડે પણ ગમન ન કર્યું તેથી-અકર્તું સમર્થ હોવાથી;

પ્રભુના વાકયનું ઉલ્લંઘન કરવું એ દોષને ગુણ કરવાને (અન્યથા કર્તું) સમર્થ હોવાથી; તેમજ ગર્વમાં અન્તર્ધાનવડે પણ અન્યથા કરવાને સમર્થ હોવાથી;

ઐશ્વર્યનું નિરૂપણ છવીશમા અધ્યાયમાં છે. ૨૬.

૨ બાહ્ય અને આન્તર ભેદવડે પ્રભુના સમ્બન્ધવાળા ભક્તોનો દોષ હોય તો પણ ભગવાનવડે પરિત્યાગ થતો નથી, એવા સર્વોત્કૃષ્ટ ભગવન્માર્ગનું જ્ઞાપન કરવામાટે, શરીરવડે રમણના અભાવમાં મન કે વાણીવડે પણ રમણ કરાવે એમ જણાવવા માટે પરોક્ષ હોવા છતાં પણ રતિ કરવાને લીધે;

વીર્યનું નિરૂપણ સત્તાવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૭.

૩ વચનવડે રમણનો બોધ કરાવે તેવા શ્રીગોપીજનોના વચનોવડે,

યશનું નિરૂપણ અઠ્ઠાવીશમાં અધ્યાયમાં કર્યું છે. ૨૮.

૪ સકૃત્ (એકવાર) ભોગના નિવારણને માટે આવિર્ભાવ કરેલો હોવાથી;

અને ભક્તના અતઃકરણના સન્તોષને માટે વાક્ય કહેલા હોવાથી;

તેથીજ મરણરૂપ આપત્તિનું નિવારણ હોવાથી; શ્રીનું નિરૂપણ ઓગણત્રીશમા અધ્યાયમાં આવ્યું છે ૨૯.

૫ ષડ્ગુણવાળા શ્રીસ્વામિનીઓ સહ રસરૂપે રમણ કરવાને લીધે;

ધર્મીનું નિરૂપણ ત્રીશમા અધ્યાયમાં આવે છે. ૩૦.

૬ કૌતુકથી પણ કરેલા અવૈષ્ણવ કર્મો દુઃખમા કારણભૂત હોવાથી, અને તેમાં પ્રભુએ ઉદાસભાવનું બોધન કરેલું હોવાથી;

તેમાં પણ ભક્તવત્સલ એવા ભગવાનેજ છોડાવ્યા, ત્યારે, ભક્તોએ તે કર્મો–અવૈષ્ણવ કર્મો–નો પરિત્યાગ કરેલો હોવાથી; મર્યાદા–રમણમાંયે શંખચૂડનો સમ્બન્ધ કરેલો હોવાથી, પ્રભુના ઉદાસભાવનો અભાવ બોધિત કરેલો હોવાથી: વૈરાગ્યનું નિરૂપણ એકત્રીશમાં અધ્યાયમાં કર્યું છે. ૩૧.

૭ વિરહમાં ગુણગાન, એ, જ્ઞાનરૂપ હોવાથી જ્ઞાનનું નિરૂપણ બત્રીશમા અધ્યાયમાં કરવામાં આવે છે. ૩૨.

( ફલ પ્રકરણ–પરાત્પરફલ–નું નિરૂપણ સમાપ્ત. )

તામસ પ્રકરણ સમાપ્ત.

(૩) રાજસ પ્રકરણ,

(ક) પ્રમાણ પ્રકરણ,

૧ ગોકુલસ્થોને પ્રભુના વિરહમાં જીવન-સમ્પાદક એવા ભગવદ્-આવિર્ભાવમાં હેતુરૂપ જે ભક્તિ, તેમાં પ્રતિબન્ધ કરનાર એવા અરિષ્ટનો વધ કરવા (કર્તું) સમર્થ હોવાને લીધે;

નારદજીએ, ભગવાન્ વસુદેવજીના પુત્ર છે એમ જણાવ્યું, ત્યારે, વસુદેવનો વધ કરવાને અશક્ત હોવાને લીધે; (અકર્તું સમર્થ હોવાને લીધે);

પ્રભુને મારે કંસે જે ઉપાયો વિચાર્યા, તે જ કંસના વધમાં હેતુ બનાવ્યા, તેથી અન્યથા કર્તું સમર્થ હોવાને લીધે;

ઐશ્વર્યનું નિરૂપણ તેત્રીશમા અધ્યાયમા આવ્યું છે. ૩૩.

૨ ગોકુલસ્થોને રાજસપણું થવામાં હેતુ-જ્ઞાનનો પ્રતિબન્ધક જે કેશી, એ પરોક્ષમાં સુખ-હેતુ-લીલાનોય પ્રતિબન્ધક હતો, એવા વ્યોમાસુરના પણ નાશથી;

ભક્તના દુ:ખમાં હેતુ ઉત્પન્ન કર્યો તેથી બીધેલા નારદે પ્રભુને પ્રબોધન કર્યું, તે પણ વીર્યનું જ કાર્ય હોવાથી;

વીર્યનું નિરૂપણ ચોત્રીશમા અધ્યાયમાં છે. ૩૪.

૩ ભગવાન્‌વડે, ભક્તિ-જ્ઞાન-કર્મના પ્રતિબન્ધકનું નિવારણ એવા અક્રૂરમાં વૈકુંઠનું સ્થાપન કરવા માટે, ત્રણે (ભક્તિ, જ્ઞાન અને કર્મ) ની સિદ્ધિ માટે, માર્ગમાં ભક્તિ-જ્ઞાન-કર્મને ઉપયોગી એવા માહાત્મ્ય-વિજ્ઞાન સ્વરૂપબોધરૂપી મનોરથોવડે રામ-કૃષ્ણ-નન્દની કૃપાનું કથન હોવાથી,
યશનું નિરૂપણ પાંત્રીશમા અધ્યાયમાં કર્યું છે. ૩૫.

૪ વિરહમાં ભક્તોના હૃદયમાં પ્રાદુર્ભાવવડે પ્રાણના ગમનની આપત્તિનું નિવારણ કરનાર હોવાથી, અક્રૂરમાં વૈકુંઠનું પ્રદર્શન કરાવવાવડે સર્વ સમ્પત્તિથી સર્વ ભક્તોની આપત્તિનું નિવારણ કરનારનો બોધ હોવાથી;
શ્રીનું નિરૂપણ છત્રીશમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૩૬,

૫ ભગવદ્‌ભાનથીજ અક્રૂરે સ્તુતિ કરેલી હોવાથી;
જ્ઞાનનુ નિરૂપણ સાડત્રીશમા અધ્યાયમાં કરે છે.૩૭.
જ્યાં તાત્કાલિક જ્ઞાનથી સ્તુતિ કરી છે, ત્યાં જ્ઞાન અધ્યાયાર્થ છે અને જ્યાં પૂર્વસિદ્ધ-પહેલા થયેલા-જ્ઞાનથી સ્તુતિ કરી છે, ત્યાં યશ અધ્યાયાર્થ છે; આટલો વિશેષ છે.

૬ અક્રૂરને મેર મોકલાવીને બોધન કરેલો હોવાથી; રજક, વાયક, માલાકારમાં, કર્મ છે હેતુ જેનો, એવા, દણ્ડ અને પ્રસાદથી, પોતાની ઉદાસીનતાનું બોધન હોવાથી, વૈરાગ્યનું નિરૂપણ અડત્રીશમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૩૮.

૭ કુબ્જાને રૂપવતી બનાવી, તેથી સ્ત્રીઓને વિષે કૃપાવાળા છે એવીરીતે નિજ સ્વરૂપનું બોધન કરેલું હોવાથી;

ધનુષ્યનો ભંગ, સ્થાવરનો નિગ્રહ, રક્ષકનો વધ અને જંગમનો નિગ્રહ એ કર્મહેતુક ન હોવાથી, ભક્તોના દુઃખનું નિવારણ કરનાર–માહાત્મ્યનું બોધન કરે, તેથી, એ બધું ધર્મીનું કાર્ય હોવાથી; ધર્મીનું નિરૂપણ ઓગણચાલીશમા અધ્યાયમાં કર્યું છે. ૩૯.

( પ્રતિબન્ધ નિવારક રાજસ–પ્રમાણપ્રકરણ સમાપ્ત. )



( ખ ) પ્રમેય પ્રકરણ,

૧ ભક્તોને આસક્તિમાં પ્રતિબન્ધક થાય એવા ભયનું નિવારણ કરવા માટે કુવલયાપીડનો વધ કર્યા પછી, તે ગજના દન્તરૂપી સુંદર આયુધવાળા હોવાથી ઐશ્વર્યનો બોધ થતો હોવાથી;

દશવિધરસ વિશિષ્ટ સ્વરૂપનું પ્રદર્શન પણ ઐશ્વર્ય બોધક હોવાથી;

પ્રબુદ્ધછે સંસ્કાર જેમના, એવા, લોકોએ પરસ્પર પ્રભુના ગુણનું પ્રકાશન કરે તેવી વાર્તા કરી, એ પણ ઐશ્વર્ય બોધક હોવાથી;

ઐશ્વર્યનું નિરૂપણ ચાળીશમા અધ્યાયમાં કર્યું છે. ૪૦.

૨ ભક્તોની આસક્તિમાં પ્રતિબન્ધ કરે એવા આન્તર ભયના નિવારણને માટે કરેલો જે મલ્લ-કંસાદિનો વધ, તે કેવલ વીર્યનોજ બોધ કરાવનાર હોવાથી;

વીર્યનું નિરૂપણ એકતાળીશમાં અધ્યાયમાં કર્યું છે. ૪૧.

૩ માતા અને પિતાને મુક્ત કરાવ્યા, ઉગ્રસેનને રાજ્ય આપ્યું; યાદવોને પાછા બોલાવ્યા, નન્દાદિને પાછા મોકલ્યા, સંસ્કાર થયા; એ બધાંજ કાર્યો યશનો બોધ કરાવનારાં હોવાથી;

કાલનો ભય પ્રભુમાં આસક્તિનો હેતુ હોવાથી,

પ્રભુમાં આસક્તિવાળા યાદવોમાંથી કાલના ગુણો અને જરા-વૃદ્ધાવસ્થાની-નિવૃત્તિથી, ગુરુના મરી-ગયેલા પુત્રને પાછો લાવી આપવાથી સાક્ષાત્ કાલની નિવૃત્તિ થતી હોવાથી; યશનો બોધ થાય છે, તેથી;

યશનું નિરૂપણ બેતાળીશમા અધ્યાયમાં કર્યું છે. ૪૨.

(૪) આસક્તિમાં પ્રતિબન્ધ ન થવા માટે સ્નેહવાળાઓને સાન્ત્વનના પ્રસંગે—

ભગવાનને લીધે વ્રજવાસીઓના પ્રાણગમન રૂપી આપત્તિના નિવારણના ઉદ્યોગનું કથન હોવાથી,

વ્રજમાં ગયેલા ઉદ્ધવજી પણ શ્રીવાળા છે એમ કથન કરવાથી, વ્રજનું વર્ણન પણ શ્રીનું નિરૂપણ કરનારૂં હોવાથી,

ઉદ્ધવજીના સમાગમમાં નન્દરાયજીએ દાવાગ્નિ આદિ મૃત્યુઓમાંથી રક્ષણ કરનાર પ્રભુ છે એવું સ્મરણ કરેલું હોવાથી,

ઉદ્ધવજીએ પણ અન્તર્મુખત્વે પ્રભુની સ્થિતિનું બોધન કરેલું હોવાથી,

લૌકિક સંબંધનું નિરાકરણ હોવાને લીધે, અને—

ભગવાન્ સર્વરૂપ છે એમ કથન હોવાથી, છેવટે—

પ્રભુની શ્રીરૂપી ગોપીજનોનું નિરૂપણ હોવાને લીધે,

શ્રીનું નિરૂપણ ત્રેતાળીશમા અધ્યાયમાં કર્યું છે.૪૩.

૫ સાન્ત્વન પ્રસંગે—

પ્રભુમાં માન-ઇર્ષ્યાદિક દોષના જ્ઞાનનું નિવારણ કરવાપણું હોવાથી, પહેલા દોષનું નિરૂપણ ઉપયોગી હોવાથી,

ઉદ્ધવજીમાં ભગવાને ઉપદેશેલું જ્ઞાન વિદ્યમાન હોઈ, ગોપીજનોએ કહેલા દોષોનું પણ ગુણરૂપેજ જ્ઞાન હોવાથી,

ઉદ્ધવજીના ઉપદેશમાં વિયોગનો અભાવ, સર્વાશ્રયત્વ અને જ્ઞાનગમ્યત્વનું બોધન હોવાથી,

'यत्त्वमिह' ઈત્યાદિથી વિરહવેળાનો પ્રભુનો અભિપ્રાય જણાવ્યો હોવાથી,

નિરન્તર વ્રજભક્તોના સંગથી તાદૃશી ભક્તિનું કારણ એવું ભક્તભાવજ્ઞાન ઉદ્ધવજીને પણ થયું છે; એમ ગોપીજનોને નમસ્કાર સુધીના ઉદ્ધવજીના વાક્યોવડે જણાતું હોવાથી,

જ્ઞાનનું નિરૂપણ ચુવાળીશમા અધ્યાયમાં છે. ૪૪. એ રીતે તામસોનું સાન્ત્વન છે.

૬ કુબ્જાનો સમાગમ કામના હેતુવાળો હોવાથી તેને કામ-વરપ્રદાનવડે ઔદાસીન્યનું બોધન કરાવવાથી, અન્યત્ર મોકલીને અક્રૂરના સમાગમનું પે ઔદાસીન્ય બોધન કરાવાથી,

અક્રૂરની સ્તુતિમાં માયાની નિવૃત્તિ, એ વૈરાગ્યનું કાર્ય હોવાની પ્રાર્થના હોવાથી;

વૈરાગ્યનું નિરૂપણ પીસતાળીમા અધ્યાયમાં કર્યું છે. ૪૫.

એમ, રાજસોનું સાન્ત્વન છે.

૭ કુન્તીની સ્તુતિમાં ભક્તશરણત્વ સ્વરૂપધર્મનું બોધન કરે છે તેથી;

અક્રૂર અને વિદુરે કુન્તી તથા પાણ્ડવોનું સાન્ત્વન કર્યા પછી અક્રૂરે જેને ઉપદેશ કરેલો છે, એવા ધૃતરાષ્ટ્રે પાણ્ડવોનું રક્ષણ ન કર્યું, તે પણ ભૂભારના હરણનો હેતુ હોવાથી.

ધર્મીનું નિરૂપણ છેતાળીશમા અધ્યાયમાં કર્યું છે. ૪૬.

એ રીતે સાત્વિકોનું સાન્ત્વન છે.

ઇતિ દશમસ્કન્ધ પૂર્વાર્ધ.

---

( ગ ) સાધન પ્રકરણ,

૧ કૃષ્ણમાં વ્યસનવાળા થવું એ ફલપ્રાપ્તિમાં પ્રયોજક હોવાથી;

લૌકિક વ્યસનથી પ્રાપ્તિ થતાં તેનું નિરાકરણજ કૃષ્ણમાં વ્યસનના સાધનત્વે હોવાથી પ્રજાપતિથી ઉત્પન્ન થયલા જરાસન્ધના સત્તરવાર વ્યસન કરનારના કેવલ પૈરુષથી તેટલીજવાર ( સત્તરવાર) નિરાકરણ કરવામાટે, ધ્યાન કરતા એવા પ્રભુમાં અલૌકિક રથ-આયુધ વગેરેનું ઐશ્વર્યકાર્યત્વ હોવાથી;

ફરીથી બ્રાહ્મણના પ્રસાદથી પુષ્ટ-તામસ-યવનવડે કરાયલા ;અને શિવના પ્રસાદથી પુષ્ટ-સાત્વિક-ભાવનાવાળા જરાસન્ધવડે કરાયલા દુઃખનું નિવારણ અન્ય પ્રકારે સાધ્ય હોવાથી, તેના માટે દ્વારકાનું નિર્માણાદિક ઐશ્વર્યનું કાર્ય હોવાથી; ઐશ્વર્યનું નિરૂપણ સુડતાળીશમા અધ્યાયમા કરવામાં આવ્યું છે. ૪૭.

એ રીતે શત્રુએ કરેલા લૌતિક દુઃખના નિવારણથી લૌકિક જીવોની પ્રભુમાં વ્યસનભક્તિની સિદ્ધિ જણાવી.

૨ યવનથી દૂષિત થયેલા સ્થાનમાં નિત્ય એવી મથુરાની સ્થિતિનો અભાવ હોવાથી, અને—

વૈદિકોને તદ્રૂપ–આધ્યાત્મિક દુઃખ પ્રાપ્ત થતાં, તેની નિવૃત્તિને માટે મુચુકુન્દદ્વારા યવનનો નાશ, એ બુદ્ધિના પરાક્રમરૂપે હોવાથી;

નિદ્રાથી સાધનના અભાવરૂપ આધ્યાત્મિક દુઃખ જેને પ્રાપ્ત થયું છે, એવા દુઃખી મુચુકુન્દની સ્તુતિથી પ્રસન્ન થયેલા પ્રભુએ નિજ સામર્થ્યનું દાન કરી મુક્તિના સાધનમાં સામર્થ્ય મેળવી

આપ્યું, એ, વીર્યરૂપે હોવાથી;
વીર્યનું નિરૂપણ અડતાળીશમા અધ્યાયમાં આવે છે. ૪૮.

૩ નિત્ય વર્તતા એવા પ્રવર્ષણથી અગ્નિની પ્રાર્થના થતાં, સ્વયં સર્વ જીવનો નાશ કરનાર એવા અગ્નિદાનની યશોવિરુદ્ધતા હોવાથી, રુકિમણીજીને પ્રતિબન્ધ થવા માટે પરાજયનું કારણ એવા પાપને ઉત્પન્ન કરવા માટે યવનનું દ્રવ્ય ગ્રહણ

કરવાથી જેમની બુદ્ધિ નષ્ટ થઈ છે એવા દુષ્ટોવડે અગ્નિદાન કરાવવું એ યશોરૂપ હોવાથી;

નારદાદિકથી જેણે ભગવદ્‌ગુણ શ્રવણ કરેલા છે એવા રુકિમણીજીને દુષ્ટે કરેલા પ્રતિબન્ધથી પ્રભુને વરવાના અભાવરૂપ આધ્યાત્મિક દુઃખ પ્રાપ્ત થતાં, તેના નિવારણને માટે મોકલેલા બ્રાહ્મણનો સન્માન એ યશોરૂપ હોવાથી;

રુક્મિણીજીએ મોકલેલી પત્રિકા પ્રભુએ શ્રવણ કરી તે વડે રુક્મિણીની વાણીથી પ્રાપ્ત અન્ય સમ્બન્ધિત્વરૂપી વાચિક દુઃખની નિવૃત્તિને વિષે, પત્રિકામાં યશની સ્થિતિ હોવાથી;

યશનું નિરૂપણ ઓગણપચાશમા અધ્યાયમાં કર્યું છે. ૪૯.

૪ વિદર્ભપુરમાં સર્વ લોકના રંજનને માટે નિજ-સ્વરૂપની શોભાનું પ્રદર્શન-દેખાડવું, એ, શ્રી-પ્રયુક્ત હોવાથી;

રુક્મિણીજીના અંગનું અન્ય સમ્બન્ધિત્વરૂપ કાયિકાદિદુઃખના નિવારણને માટે સાક્ષાત્ શ્રીરૂપા એવા શ્રીરુક્મિણીજીના હરણથી;

શ્રીનું નિરૂપણ પચાશમા અધ્યાયમાં આવે છે. ૫૦.

૫ પ્રભુએ મને હરી, છતાં પ્રબલ એવા દુષ્ટો મને પાછી લઈ જશે એવા રુક્મિણીજીના માનસિક દુઃખના નિવારણને માટે સર્વ રાજાઓના પરાભવમાં કરેલા અતિસાહસથી, અને-આવેલા રુક્મિનો પણ પરાભવ કર્યો અને મુંડન કર્યું, ત્યારે દ્વારકામાં લઈ જવાતા રુક્મિને બલરામે છોડાવ્યો તેથી રુક્મિણીએ વિચારેલા કાર્યનો ભંગ થવાથી;—

ઉત્પન્ન થયેલા વૈમનસ્યનું બલરામે ઉપદેશેલા જ્ઞાનવડે નિવારણ થવાથી;

જ્ઞાનનું નિરૂપણ એકાવનમા અધ્યાયમાં કર્યું છે. ૫૧

૬ સ્વપુત્ર પ્રદ્યુમ્નને સૂતિકાગૃહમાંથી શમ્બરે હરી લીધો ત્યારે પ્રભુ ઉદાસીન હોવાથી;

કામ સર્વ લોકને દુઃખનું કારણ હોવાથી પ્રભુ દુઃખનું નિવારણ કરતા હતા ત્યારે કામાદિને દુઃખ દેવામાં અશક્તતા જણાવવા માટે, કામનોજ દેહનાશ અને ભાર્યાનું હરણ ઈત્યાદિ દુઃખનું નિરૂપણ હોવાથી;

પાછલું દુઃખ સંભારી વિરક્ત થયેલા કામથી સર્વત્ર દુઃખદાનના અભાવ માટે સ્વપુત્રનેજ દુઃખ દેવડાવવાથી;

ભક્તોનો વિષે દુઃખના હેતુત્વના અભાવને માટે સ્વસમ્બન્ધી દેહવડે કામનો નિરોધ હોવાથી; વૈરાગ્યનું નિરૂપણ બાવનમા અધ્યાયમાં કરે છે.૫૨

૭ લોકમાં પ્રસિદ્ધ મણિઆદિકના પણ દુઃખનિવારકત્વમાં ભગવાન્ દુઃખનિવારક છે, એવા સ્વનિયમનો ભંગ પ્રાપ્ત થતાં નિયમની દૃઢતાને માટે, નિરોધ રહિત એવા ભગવદ્ ભક્તોને વિષે મણિના કારણથી થયેલા દુઃખનું નિરૂપણ કરવા માટે મણિની કથાના પ્રસંગે—

મણિનું હરણ કરનાર રૂપે ભગવાન્ ઉપર દોષારોપણ માયાથી કરેલ છે,—

સર્વ દુઃખનું મૂલ એવા આધિદૈવિક દુઃખના અને પ્રભુ ઉપર દોષારોપણ કરવાથી ભક્તોના હૃદયમાં થયેલા આધિદૈવિક દુઃખના નિવારણને માટે

મણિને પાછો લાવવો, એ, ધર્મીનું કાર્ય હોવાથી; લક્ષ્મી–સરસ્વતી રૂપી જામ્બવતીજી અને સત્યભામાજીને પરણવાનું કાર્ય પણ ધર્મીનું હોવાથી;

ગુફામાં ઘણા સમય સુધી સ્થિતિ કરવાથી રાજસભક્તોના નિરોધની પરીક્ષાનું અને જામ્બવાન્ સાથેના યુદ્ધનું, તેમજ જામ્બવાન્‌ને નિજરૂપમાં નિષ્ઠ કરવાનું કાર્ય પણ ધર્મીનું કાર્ય હોવાથી;

ધર્મીનું નિરૂપણ ત્રેપનમા અધ્યાયમાં છે.

મિથ્યા અભિશાપ પણ થયો છતાં, મણિ લઈ આવ્યા, તેથી પ્રભુમાં ક્રોધનો અભાવ છે. ૫૩.

## ઇતિ રાજસ સાધન પ્રકરણ સમાપ્ત.

---

( ઘ ) ફલ પ્રકરણ—

૧ મણિની કથાને પ્રસંગે અભક્ત એવા સત્રાજિત્‌નો નાશ કરનાર તરીકે પ્રિય જે શતધન્વા તેને કૃષ્ણથી ભયની દશામાં કૃતવર્મા અને અક્રૂરવડે લૌકિક અને અલૌકિક બોધ કરાવનાર એવા, મર્યાદારૂપી બલદેવજીની સમ્મતિ ન હોવા છતાં મુક્તિરૂપ, ફલપ્રદાનનું કેવલ ઐશ્વર્યમૂલકત્વ હોવાથી;

મણિનું હરણ કરનાર અને કાશીથી પાછો બોલાવેલ એવા અક્રુરને ધર્મયુક્તાર્થફલની સિદ્ધિનેમાટે,

તેને સર્વ લોકની સામે મણિ પાછો આપ્યો; એ પણ ઐશ્વર્યબોધક હોવાથી,

ઐશ્વર્યનું નિરૂપણ ચોપનમા અધ્યાયમાં કર્યું છે· એ રીતે મણિ પાછો આપવાથી પ્રભુમાં લોભનો આભાવ છે. ૫૪.

૨ પાણ્ડવોનેવિષે નિજ પરાક્રમ મૂકીને સભા, ગાણ્ડીવ અને નગરનું નિર્માણ કરવાવડે ધર્મ અર્થ અને કામનું ફલદાન કરેલું હોવાથી;

યાદવોનેવિષે વિદ્યાના પર્વથી ઉત્પન્ન એવા ફલના દાનનેમાટે વિદ્યાના પર્વસ્વરૂપ એવી પાંચ નાયિકાઓ ! કામફલની સિદ્ધિનેમાટે પરાક્રમરૂપી મૂલ્યથી પરિણય-વિવાહ હોવાથી;

પર્વાત્મક નાયિકાઓ પ્રભુની શક્તિરૂપે હોવાથી નાયિકાઓના સમ્બન્ધિયોને વિષે પણ ભગવચ્છક્તિરૂપ ધર્મદ્વારા કૃષ્ણસમ્બન્ધરૂપી ફલના દાનથી;

વીર્યનું નિરૂપણ પંચાવનમા અધ્યાયમાં કર્યું છે. ૫૫.

૩ વિરક્ત અને ભક્તિથી યુક્ત એવા ભક્તોમાં ભગવત્સમ્બન્ધિ સુખ, ઐહિક અને આમુષ્મિકએ બંનેથીયે વિલક્ષણ છે એમ જણાવવામાટે અને અનન્તપણું જણાવવામાટે અવિદ્યાના કાર્યરૂપે

અહંતા અને મમતાત્મક મુરનો નાશ કરીને અને ઐહિકસુખરૂપી નરકનો પણ નાશ કરીને તેમજ ઇન્દ્રાદિ દેવાનોયે પરાજય કરીને કામના સુખનો હેતુ એવા એકાદશ ઇન્દ્રિય અને પાંચ વિષય મળી સોળ કલાવાળા મન અને મહિષીઓ (પટ્ટરાણીઓ) ની હજાર વૃત્તિરૂપી-સોળહજાર નાયિકાઓના વિવાહવડે યાદવોને તેવા સુખરૂપી ફલનું દાન કરવું એ યશોરૂપ હોવાથી;

દૈત્યના વધથી દેવોના કાર્યનું સાધન એવું દેવના પરાભવવડે ભક્તોના મનોરથોનું પૂરણ, એ પણ યશોરૂપ હોવાથી;

યશનું નિરૂપણ છપ્પનમા અધ્યાયમાં આવે છે. ૫૬.

૪ સર્વ ભક્તોના દોષનું નિવારણ કરતાં ફલભોગમાં સામર્થ્યનું દાન કરે છે એમ જણાવવામાટે શ્રીરૂપી રુકિમણીજી અને તેજ રીતે સર્વ પટ્ટરાણીઓ શ્રીરૂપે મધ્યમાધિકારી હોવાથી,

પરિહાસથી;

પરિહાસવાળી ઉક્તિરૂપી વાચિક તિરોધાનવડે અભિમાનાદિ દોષોનું નિવારણ કરીને દઢતા સમ્પાદન કરીને દઢ-ભગવત્‌સમ્બન્ધનું સમ્પાદન હોવાથી;

શ્રીનું નિરૂપણ સત્તાવનમા અધ્યાયમાં કર્યું છે.૫૭.

૫ ભગવત્પત્નીઓ રમણ કરનાર ભગવાનના મનને વશ કરવા સમર્થ ન થઇ શકી એવું નિરૂપણ જ્ઞાનબોધક હોવાથી;

ભગવત્સંબંદ્ધ ભકતોએ ભગવત્કાર્યની પેઠે ભગભગવદ્દંશનોયે વિસ્તાર કરવો જોઇએ એમ બોધન કરવામાટે લોક અને વેદના પ્રકારથી શ્રુતિના અર્થનું પ્રતિપાદન કરનારા દશ દશ પુત્ર પૌત્રાદિની ઉત્પત્તિ જ્ઞાનનું કાર્ય હોવાથી;

શ્રુતિમાં, જ્ઞાનીનું પાપ તેને જાણનારાઓમાં પણ સંચાર કરે છે એમ નિરૂપણ કરેલું હોવાથી; અહીં પણ પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધના અધમ વિવાહથી ઉત્પન્ન થયેલું પાપ–બલભદ્રે કરેલા વધથી જણાવેલું એવું, કૃષ્ણાદિ સર્વ યાદવોનો દ્વેષ કરનાર રુકિમમાં સંચાર કરતું હોવાથી, જ્ઞાનલીલાનું નિરૂપણ કરેલું હોવાને લીધે;

જ્ઞાનનું નિરૂપણ અઠ્ઠાવનમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૫૮.

૬ લૈકિકોનો લૈકિકકાર્યોમાં સર્વરીતે પ્રપંચજ સ્વપ્નના મનોરથોની પેઠે પ્રયોજક હોવાથી;

પ્રપંચાદ્વૈતની પેઠે ભક્ત એવા યાદવોના, કૃષ્ણે કરેલા ઉપકારિથી ઉત્પન્ન થયેલા કૃષ્ણ ઉપર સર્વભાવવડે કૃષ્ણજ સ્વપ્નના મનોરથોના પ્રયોજક હોવાથી;

કૃષ્ણાદ્વૈતરૂપી ફલદાનનું બોધન કરાવવામાટે ઉષાખ્યાનના નિરૂપણના પ્રસંગે અનિરુદ્ધના કાર્યની

સિદ્ધિનેમાટે ઉષાએ દ્વારકામાંથી અનિરુદ્ધનું હરણ કર્યું તેમાં જાણતા હોવા છતાં ભગવાને સ્વધર્મનો ઉપસંહાર કરવામાટે મૌન ધારણ કર્યું તે વૈરાગ્યનું બોધક હોવાથી;

વૈરાગ્યનું નિરૂપણ ઓગણસાઠમા અધ્યાયમાં કરવામાં આવે છે. ૫૯.

૭ મહાદેવાદિક દેવો પોતાના ભકતોને વર આપીને પાછળથી યુદ્ધજ્વરાદિક હજારો ઉપાયોવડે પણ વરનું પાલન કરવા અસમર્થ છે, એમ જણાવવા માટે *બાણની ભુજાઓ કાપવી એ ધર્મનું કાર્ય* હોવાથી;

ભગવાન્ તો પોતાના ભકતોને વર આપીને તેનું પાલન કરવા સમર્થ છે, એમ જણાવવા માટે શિવની સ્તુતિથી શિવ કરતાં શ્રેષ્ઠ છે એમ જણાવીને યુદ્ધમાં પણ બાણનું રક્ષણ એ ધર્મનું કાર્ય હોવાથી;

મહાદેવજીની સ્તુતિમાં પણ ધર્મના સ્વરૂપનું નિરૂપણ હોવાથી;

ભક્તના કાર્યનું સાધન કરી ભક્તનો પક્ષપાત કરવો એ પણ ધર્મનું બોધન કરે છે તેથી;

ધર્મનું નિરૂપણ સાઠમા અધ્યાયમાં કર્યું છે. ૬૦.

રાજસ પ્રકરણ સમાપ્ત.

(૪) સાત્ત્વિક પ્રકરણમાં—

(૬) પ્રમેય પ્રકરણમાં:—

૧ ભક્તે ભગવાન્‌ની આજ્ઞાથી ભગવાન્‌ની ઇચ્છા જાણીને જ બધું કરવું, ૧.

વિચાર્યા વિના ધર્માદિકને વિષે પણ અત્યન્ત આગ્રહ ન કરવો. ૨.

ધર્માદિકના માર્ગમાં બ્રાહ્મણાદિકને ક્ષોભ પણ ન કરવો. ૩.

એ ત્રણેનું જ્ઞાપન કરાવવા માટે પૂર્વતન ભક્તને ભગવદિચ્છાનું જ્ઞાન ન હોવાથી અવિચારથી દાનમાં આગ્રહવાળો હતો અને બ્રાહ્મણને ક્ષોભ કરાવ્યો તેથી, દુર્જર બ્રહ્મશાપ મળ્યો અને બ્રહ્મસ્વના અપહરણના દોષનું ફલ પણ મળ્યું; તેને ભોગવતા નૃગ રાજાના કર્મનો ક્ષય થયો નહિ તો પણ નિજ ઐશ્વર્યથી પ્રમેય બલે દોષનું નિવારણ કર્યું, એ, ઐશ્વર્ય બોધક હોવાથી;

ઐશ્વર્યનું નિરૂપણ એકસઠમા અધ્યાયમાં છે.૬૧.

૨ બલભદ્રમાં નિજગુણોને સ્થાપીને તેમના દ્વારા પાછળથી ઉત્પન્ન થયેલા. ગોપીજનોનું રમણ વીર્ય બોધક હોવાથી,

ભગવદીય ગોપીજનોને વિષે ઉદ્ધવજીના ઉપદેશથી, પ્રભુ ઉપર જે કૃતઘ્નાદિ દોષનું આરોપણ કરવામાં આવ્યું હતું તે નિવૃત્ત હોવા છતાં પણ સંસ્કાર માત્રથી સ્થિત હોવાથી બલદેવે સાન્ત્વન

કર્યું તેથી નિવૃત્ત થયું, એ પ્રમેયરૂપ ભગવદ્‌વીર્ય બોધક હોવાથી,

સર્વત્ર અનુકલ્પનો સાનુભાવ બોધિત કરવા માટે બોધિત–ભગવદાવેશ એવા બલદેવવડે બાન્ધવોના ક્ષોભણથી, ભગવત્પ્રાપ્તિરૂપ અર્થથી રહિત એવી યમુનાનું જલક્રીડા માટે આકર્ષણ કરવાથી, ભગવત્પ્રાપ્તિમાં પ્રતિબન્ધરૂપી દોષનું નિવારણ, એ, પ્રમેયરૂપ ભાગવદ્‌વીર્યનું બોધક હોવાથી,

વીર્યનું નિરૂપણ બાસઠમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૬૨.

૩ માત્સર્યથી નિજરૂપને ધારણ કરનાર એવા પૌંડ્રકને તેના દોષનું નિવારણ કરીને મુક્તિનું દાન કર્યું, એ યશનું નિરૂપણ કરનાર હોવાથી;

સુદક્ષિણે મોકલેલ અભિચારના પ્રતિઘાતમાં હેતુ બ્રહ્મણ્યત્વ પણ યશોરૂપ હોવાથી,

યશનું નિરૂપણ ત્રેસઠમાં અધ્યાયમાં કર્યું છે. ૬૩.

૪ બલદેવના રમણનું પ્રયુક્તત્વ હોવાથી,

દ્વિવિદ વાનરના મુક્તિના પ્રબન્ધક દોષના નિવારણ વડે, તેની આપત્તિમાંથી નિવારણનું અને તેના વધવડે ઋષ્યાદિક સર્વ લોકોની આપત્તિના નિવારણનું પણ શ્રીરૂપત્વ હોવાથી;
શ્રીનું નિરૂપણ ચોસઠમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૬૪.

- ઉપરના ચાર અધ્યાયમાટે કાંઇક વધારે પણ લખે છે:—

૧ નૃગરાજા સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા હોવાથી તે ભક્ત પણ હતા અને સાત્વિક પણ હતા. પરન્તુ ધર્મમાં વ્યસનવાળા હોવાથી અને બ્રાહ્મણને ક્ષોભ કરાવેલો હોવાથી, બ્રહ્મદ્રવ્યના અપહરણથી દોષ પ્રાપ્ત થયો તેથી ધર્મ સિદ્ધ ન થયો, અધર્મ સિદ્ધ થયો; આથીજ ધર્મના ફલનો અભાવ અને અધર્મના ફલનો ભોગ આવશ્યક છે. પણ ભક્ત હોવાથી તેમજ દ્વારકામાં હોવાથી, પ્રભુએજ પ્રમેયબલે દોષનું નિવારણ કર્યું અને ધર્મ સિદ્ધ થયો; તેથી દેવની ગતિ અને મુક્તિ પણ થઇ. ૬૧.

૨ યમુનાજી સૂર્યની પુત્રી હોવાથી તેમાં ભક્તત્વ અને સાત્વિકત્વ પણ છેજ. આ યમુના કાંઇ લીલા મધ્યપાતી નથી. લીલા મધ્યપાતીમાં દોષની સમ્ભવનાનો જ અભાવ હોય. તેથી આ યમુના કાલિન્દીરૂપા છે. તે પતિરૂપે ભગવત્પ્રાપ્તિની વ્યસની હોવાથી, બાન્ધવ યમના ક્ષોભથી, બાન્ધવે વિષ્ણુને આપી નહિ તેથી, ભગવત્પ્રાપ્તિરૂપી અર્થ સિદ્ધ ન થયો. આથીજ તે તપ કરે છે. " मत्त इत्यापगाम् " આ વાક્યવડે બલદેવમાં પ્રભુનો આવેશ છે એમ જ્ઞાન નથી, તેથી બલદેવે આકર્ષણ કર્યું, નિર્ભર્ત્સનાપણ કરી; પણ ભક્ત હોવાથી ત્યાં જલક્રીડામાં બલદેવમાં આવિષ્ટ એવા ભગવાને પ્રમેય બલથી તેના દોષનું નિવારણ કર્યું.

પછી ઇન્દ્રપ્રસ્થ તરફ પધારતા અર્જુનના સા
ભગવાનની પતિત્વે પ્રાપ્તિ થઇ.

અહીં દશમ સ્કન્ધમાં કૃષ્ણે કરેલી લીલાઓ
અનુક્રમે વર્ણન નથી. કિન્તુ ઉત્તરોત્તર ઉત્કૃ
એવા નિરોધનું જ નિરૂપણ છે. તેથી અનુક્ર
નિરોધનું નિરૂપણ કરતાં જે લીલાનો જ્યાં ઉપ
યોગ છે ત્યાં તેનું નિરૂપણ છે. તેથી (ક્રમભંગ
દોષ નથી. ૬૨.

૩ પૌણ્ડ્રક પણ કરૂષાધિપતિ હોવાથી, છઠ્ઠા મનુને
પુત્ર કરૂષના વંશમાં ઉત્પન્ન થયેલો હોવાથી સૂર્ય
વંશી હતો, તેથી, તેમાં ભક્તત્વ અને સાત્ત્વિકત્વ
છે. તે પણ વાસુદેવત્વે લોકપ્રતિષ્ઠારૂપી કામને
વ્યસની હોવાથી, કાશીરાજાદિના દુષ્ટ સંગથી વાસુ
દેવસ્વરૂપ એવા શ્રીકૃષ્ણ ઉપર માત્સર્યદોષવડે
વાસુદેવાત્મક કૃષ્ણને ક્ષોભ કરવાવાથી; તેને લોક
પ્રતિષ્ઠારૂપી કામ સિદ્ધ ન થયો. પણ ભક્ત હોવાથી
અને નિરન્તર ભગવત્સ્મરણ કરતો હોવાથી; પ્રભુ-
એજ પ્રમેય બલથી તેને હણ્યો તેથી દોષનું નિવા-
રણ થતાં વાસુદેવસ્વરૂપત્વે વૈકુણ્ઠમાં પ્રતિષ્ઠારૂપી
કામ સિદ્ધ થયો. કાશીરાજ અભક્ત હોવાથી તેનું
કાંઈ પણ સિદ્ધ ન થયું. ૬૩.

૪ દ્વિવિદ પણ રામાવતારમાં સુગ્રીવનો સચિવ
(મંત્રી) હોવાથી, તેને વિષે ભક્તત્વ છે. દેવાંશત્વે
સાત્ત્વિકત્વ પણ છે જ. તેમાં મોક્ષ વ્યસનિત્વ હોવા
છતાં પણ વિષયસુખાત્મક નરકાસુરની મિત્રતાથી

ઇશ્વરરૂપ વેદને ક્ષોભ કર્યો હોવાથી, જગદ્વ્યતિ-કરાવહત્વ દોષવડે રામાવતારમાં તેને મોક્ષ સિદ્ધ ન થયો. બલદેવાવિષ્ટ ભગવાનેજ પ્રમેયબલવડે તે દોષનું નિવારણ કર્યું તે પછી મોક્ષ થયો. ૬૪.

૫ લક્ષ્મણાના હરણ પ્રસંગે પાણ્ડવો અને કૌરવોને કૃષ્ણસહિત યાદવો ઉપર હીનત્વની ભાવના થઈ તે દોષને દૂર કરી બલદેવાવિષ્ટ ભગવાને પ્રમેય-બલથી તેમનામાં જ્ઞાન ઉત્પન્ન કરેલું હોવાથી,

જ્ઞાનનું નિરૂપણ પાંસઠમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૬૫.

૬ વૈષ્ણવોમાં મુખ્ય એવા નારદજીને સર્વ ઘરોમાં એકરૂપે વિરાજતા પ્રભુનું દર્શન કરાવવાથી, પ્રમેયબલવડે જ્ઞાનદોષનું નિવારણ કરી, નિર્લેપ-લોકશિક્ષાને માટે ગૃહસ્થધર્મના આચરણનું કથન કરેલું હોવાથી;

વૈરાગ્યનું નિરૂપણ છાસઠમા અધ્યાયમાં આવે છે. ૬૬.

૭ **અથોપસ્યુપવૃત્તાયામ્** ઇત્યાદિવડે નિરૂપિત જે વિઘ્ન કરનાર સ્ત્રીઓનો દોષ છે, તેને, નિજધર્માચરણથી દૂર કરેલો હોવાથી કૃપાવત્ત્વે ધર્મનું બોધન કરાવેલું હોવાને લીધે;

આગળ, રાજસભામાં પ્રવેશ થતાં ઉદ્ધવે પ્રશ્ન પૂછયો અને તેનું નિરૂપણ કરેલું હોવાથી, આદ-

પછી ઇન્દ્રપ્રસ્થ તરફ પધારતા અર્જુનના સખા ભગવાનની પતિત્વે પ્રાપ્તિ થઇ.

અહીં દશમ સ્કન્ધમાં કૃષ્ણે કરેલી લીલાઓનું અનુક્રમે વર્ણન નથી. કિન્તુ ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ એવા નિરોધનુંજ નિરૂપણ છે. તેથી અનુક્રમે નિરોધનું નિરૂપણ કરતાં જે લીલાનો જ્યાં ઉપ-યોગ છે ત્યાં તેનું નિરૂપણ છે. તેથી (ક્રમભંગ) દોષ નથી. ૬૨.

૩ પૌણ્ડ્રક પણ કરૂષાધિપતિ હોવાથી, છઠ્ઠા મનુનો પુત્ર કરૂષના વંશમાં ઉત્પન્ન થયેલો હોવાથી સૂર્ય-વંશી હતો, તેથી, તેમાં ભક્તત્વ અને સાત્ત્વિકત્વ છે. તે પણ વાસુદેવત્વે લોકપ્રતિષ્ઠારૂપી કામનો ભ્યમની હોવાથી, કાશીરાજાદિના દુષ્ટ સંગથી વાસુ-દેવસ્વરૂપ એવા શ્રીકૃષ્ણ ઉપર માત્સર્યદોષવડે વાસુદેવાત્મક કૃષ્ણને દ્રોહ કરવાવાથી; તેને લોક-પ્રતિષ્ઠારૂપી કામ સિદ્ધ ન થયો. પણ ભક્ત હોવાથી અને નિરન્તર ભગવત્સ્મરણ કરતો હોવાથી; પ્રભુ-એજ પ્રમેય બળથી તેને હણ્યો તેથી દોષનું નિવા-રણ થતાં વાસુદેવસ્વરૂપત્વે વૈકુણ્ઠમાં પ્રતિષ્ઠારૂપી કામ સિદ્ધ થયો. કાશીરાજ અભક્ત હોવાથી તેનું કાંઈ પણ સિદ્ધ ન થયું. ૬૩.

૪ દ્વિવિદ પણ રામાવતારમાં સુગ્રીવનો સચિવ (મંત્રી) હોવાથી, તેને વિષે ભક્તત્વ છે. દેવાંશત્વે સાત્ત્વિકત્વ પણ છે જ. તેમાં મોક્ષ વ્યસનિત્વ હોવા છતાં પણ વિષયસુખાત્મક નરકાસુરની મિત્રતાથી

ઇશ્વરરૂપ વેદને ક્ષોભ કર્યો હોવાથી, જગફ્ષ્વ્યતિ-
ક્રાવહત્વ દોષવડે રામાવતારમાં તેને મોક્ષ સિદ્ધ
ન થયો. બલદેવાવિષ્ટ ભગવાનેજ પ્રમેયબલવડે
તે દોષનું નિવારણ કર્યું તે પછી મોક્ષ થયો. ૬૪.

૫ લક્ષ્મણાના હરણ પ્રસંગે પાણ્ડવો અને કૌરવોને
કૃષ્ણસહિત યાદવો ઉપર હીનત્વની ભાવના થઈ
તે દોષને દૂર કરી બલદેવાવિષ્ટ ભગવાને પ્રમેય-
બલથી તેમનામાં જ્ઞાન ઉત્પન્ન કરેલું હોવાથી,

જ્ઞાનનું નિરૂપણ પાંસઠમા અધ્યાયમાં કરવામાં
આવ્યું છે. ૬૫.

૬ વૈષ્ણવોમાં મુખ્ય એવા નારદજીને સર્વ ઘરોમાં
એકરૂપે વિરાજતા પ્રભુનું દર્શન કરાવવાથી,
પ્રમેયબલવડે જ્ઞાનદોષનું નિવારણ કરી, નિર્લેપ-
લોકશિક્ષાને માટે ગૃહસ્થધર્મના આચરણનું
કથન કરેલું હોવાથી;

વૈરાગ્યનું નિરૂપણ છાસઠમા અધ્યાયમાં આવે
છે. ૬૬.

૭ અથોપસ્પુપવૃત્તાયામ્ ઇત્યાદિવડે નિરૂપિત જે વિઘ્ન
કરનાર સ્ત્રીઓનો દોષ છે, તેને, નિજધર્માચરણથી
દૂર કરેલો હોવાથી કૃપાવત્ત્વે ધર્મીનું બોધન કરા-
વેલું હોવાને લીધે;

આગળ, રાજસભામાં પ્રવેશ થતાં ઉદ્ધવે પ્રશ્ન
પૂછયો અને તેનું નિરૂપણ કરેલું હોવાથી, યાદ-

૭ તોની ભગવદિચ્છાથી વિરુદ્ધ એવા જરાસન્ધને જીતવાની ઇચ્છારૂપી, દોષનું નિવારણ હોવાથી;

યુધિષ્ઠિરના પક્ષપાતનું ય,સ્વરૂપધર્મત્વ હોવાથી,

ધર્મનું પ્રતિપાદન સડસઠમા અધ્યાયમાં કર્યું છે. ૬૭.

ઇતિ સાત્ત્વિક પ્રમેય પ્રકરણ.

---

(ખ) સાધનપ્રકરણ:—

૧ નીતિપૂર્વક જાણનાર અને સમર્થ પણ ભગવદાજ્ઞા મેળવવી કે પ્રભુનું સાહાય્ય મેળવવું, જનોવોગમાં પ્રભુએ આવીને હિતનો ઉપદેશ કર્યો, તે મુજબજ કરેલા વૈદિકકર્મો-યજ્ઞાદિનું સાધનત્વ જણાવવા માટે, યુધિષ્ઠિરની પ્રાર્થનાવડે તેના મનને સંતોષ પમાડવા માટે, સર્વ સૈન્ય સાથે ઇન્દ્રપ્રસ્થમાં ગયેલા ભગવાનનું યુધિષ્ઠિરાદિકે પૂજન કર્યું, તે ઐશ્વર્યનું કાર્ય હોવાથી,

ઐશ્વર્યનું નિરૂપણ અડસઠમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૬૮.

૨ યુધિષ્ઠિરે યજ્ઞને માટે પોતાના મનમાં નક્કી કરેલો વિચાર પ્રભુને જણાવ્યો અને પ્રભુએ પણ યજ્ઞને માટે આજ્ઞા કરી ત્યારે ભાઇઓને પોતાનું સામર્થ્ય આપીને, તેમનાવડે દિગ્વિજયનું ફરીથી યુધિષ્ઠિ . ધ્યાન (ચિન્તા) કરતા હતા ત્યારે ઉદ્ધવે

જણાવેલો પ્રકાર કહીને ભીમને સામર્થ્ય આપીને તેનાવડે જરાસન્ધનો વધ કરાવ્યો, એ, વીર્યનું કાર્ય હોવાથી;

વીર્યનું નિરૂપણ ઓગણોતેરમા અધ્યાયમાં કર્યું છે. ૬૯.

૩ જરાસન્ધે કેદ કરેલા રાજાઓને છોડાવ્યા, તેમણે સત્કાર કર્યો, તેમણે નિજઘરાથી લૌકિક વૈદિક સાધન કર્યું, એ સર્વ યશોરૂપ હોવાથી;

યશનું નિરૂપણ સિત્તેરમા અધ્યાયમાં કર્યું છે.૭૦.

૪ સાધનરૂપ યજ્ઞની સંસિદ્ધિ એ, શ્રીનું કાર્ય હોવાથી; યજ્ઞમાં શિશુપાલાદિ દૈત્યની સન્નિધિમાં દેવોનું નિઃશંક આગમન અને હવિનું ગ્રહણ અસમ્ભવિત હોવાથી, દેવોની શંકાનું નિવારણ કરવા માટે ભગવાનનું પૂજન કર્યું, ત્યારે, દૈત્યોની મતિમાં ક્ષોભ થવાથી,

અને કૃષ્ણનાં ગુણવર્ણનથી ઉત્પન્ન થયેલા ક્રોધથી શિશુપાલે પોતાના આસન ઉપરથી ઉઠીને પ્રકટ રીતે દૈત્યનું સ્વરૂપ દેખાડયું અને ભગવાનની નિન્દા કરી, ત્યારે, ભગવાને શિશુપાલનો વધ કર્યો અને તેને થયેલા શાપરૂપી આપત્તિનું નિવારણ કર્યું, તે શ્રીનું કાર્ય હોવાથી;

શ્રીનું નિરૂપણ એકોતેરમા અધ્યાયમાં કરેલું છે. ૭૧.

૫ અભક્તના સંગનો ત્યાગ કરવારૂપી સાધન કહેવા માટે યુધિષ્ઠિરની અલૌકિક યજ્ઞસમ્પત્તિ અને

લૌકિક અન્ત પુરની સભાસમ્પત્તિને જોઇને સંતપ્ત થયેલા દુર્યોધનને વિષે ફરીથી જલ અને સ્થલમાં દષ્ટિનો ભ્રમ પેદા થવાથી, ભીમાદિકે ઉપહાસ કર્યો તે વડે, દુર્યોધનનો માનભંગ થતાં, ઘણો સન્તપ્ત થયેલો દુર્યોધન પાણ્ડવોપર વેર લેવાનો નિશ્ચય કરીને હસ્તિનાપુરમાં ગયો, ત્યારે, પ્રભુએ મૌન ધારણ કર્યું; તે ભૂભારના હરણનો ઉપાય જ્ઞાનમૂલક હોવાથી, '

દુર્યોધનનો માનભંગ થયો ત્યારે આવેલા બલરામ વગર વિચારે પાણ્ડવોને હણશે એમ જાણીને તેમનું રક્ષણ કરવા માટે પ્રભુની ત્યાં સ્થિતિ થઇ, તે પણ જ્ઞાનમૂલક હોવાથી,

જ્ઞાનનું નિરૂપણ બોતેરમાં અધ્યાયમાં કર્યું છે ૭૨.

છેતાળીશમાં અધ્યાયમાં અક્રૂરે ઉપદેશેલા ધૃતરાષ્ટ્ર કે જે પુત્રાદિનું મરણ અને ભૂભારનું હરણ જાણતા હતાજ, જ્ઞાનથી વિરુદ્ધ કર્યું તે ધર્મીની લીલા છે. અહીં દુર્યોધન અને ભીમાદિને જ્ઞાન ન હોવાથી, ભગવદાજ્ઞાને અનુસરીનેજ સર્વ કર્યું છે, એ જ્ઞાનલીલા છે. એમ બંને પ્રકરણોમાં ભેદ છે.

ભગવદાજ્ઞાનું ઉલ્લઘન અનિષ્ટનું કારણ હોવા ઉપરાંત અસાધન પણ છે એમ જણાવવા આજ્ઞાનું ઉલ્લંઘન કરી દ્વારકાથી બલભદ્ર ઇન્દ્રપ્રસ્થમાં ગયા ત્યારે દ્વારકામાં શાલ્વે કરેલી અત્યન્ત પીડાના નિરૂપણમાં સ્વપુત્ર પ્રદ્યુમ્નનો પરાજય થયો અને

મૂર્છા પ્રાપ્ત થઇ ત્યારે; દ્વારકાની ઉપેક્ષા કરીને ઇન્દ્રપ્રસ્થમાં સ્થિતિ જણાવેલી હોવાથી; વૈરાગ્યનું નિરૂપણ તોતેરમા અધ્યાયમાં છે. ૭૩.

૭ ભગવદાજ્ઞા હોય તો લૌકિક અને વૈદિક કર્મ પણ ભગવત્પ્રાપ્તિનું સાધક છે, આજ્ઞા ન હોય તો ભગવત્સેવનજ પરમ પ્રાપ્તિનું સાધન છે, એમ જણાવવા માટે મહાદેવજીનું વરદાન જેને પ્રાપ્ત છે એવા ત્રિપુરાસુર અને શાલ્વના પ્રસંગે—

'પૂર્વપક્ષત્વે મતાન્તરથી સિદ્ધ એવી મોહલીલાની ઉક્તિની પછી, સિદ્ધાન્તનું કથન હોવાથી, પ્રભુના ચરણ કમલનું સેવન કરનારને ઊર્જિત આત્મ-વિદ્યાવડે અવિદ્યાના નિર્વર્તનપૂર્વક આત્મીય અનંત ઐશ્વર્યના ભાવનું કથન હોવાથી;

કૈમુતિકન્યાયવડે શોક મોહાદિથી રહિત એવા નિર્ગુણ કૃષ્ણના સ્વરૂપનું બોધન હોવાથી;

ધર્મીનું નિરૂપણ ચુમોતેરમા અધ્યાયમાં કરેલું છે. ૭૪.

## (સાત્વિક સાધન પ્રકરણ સમાપ્ત.)

---

### (ગ) ફલ પ્રકરણઃ—

૧ સ્પષ્ટપણે દુઃખનો અભાવ એજ ફલનું દાન કરવા માટે કૃષ્ણે ત્રિવિધ દુષ્ટનો નાશ કર્યો તે પછી, નગર પ્રવેશમાં દેવ, મનુષ્ય અને ઋષિઓએ

પુષ્પવૃષ્ટિ કરી અને ગુણોનું ગાન કર્યું. તેવડે વિજયત્વ એ ઐશ્વર્ય બોધક હોવાથી;

બલરામે પણ, અધમ વક્તા હોય તો શ્રોતાઓને પાપનો સમ્ભવ અને જ્ઞાનનો અનુદય થવા રૂપી સર્વસાધારણ સ્પષ્ટ દોષના નિવારણને માટે ઋષિઓએ કલિકાલના દોષથી અધમ વક્તા એવા સૂતનું વક્તા તરીકે સ્થાપન કરેલું હોવાથી, તેનો વધ કર્યો; તે પછી ઋષિઓના સન્તોષને માટે સર્વ સામર્થ્યવાળા શ્રીભાગવતના શ્રવણ અને કથનનો અધિકારી એવો સ્વાવતાર કરીને સૂતના પુત્રનું સ્થાપન કર્યું; એ પણ ઐશ્વર્ય બોધક હોવાથી;

વધના નિર્દેશથી લોકસંગ્રહ કર્યો અને ઋષિઓની ઇચ્છા મુજબ વર્ત્યા એ પણ ઐશ્વર્ય બોધક હોવાથી;

ઐશ્વર્યનું નિરૂપણ પંચોતેરમા અધ્યાયમાં કર્યું છે. ૭૫.

૨ અસ્પષ્ટ દુઃખના અભાવરૂપી ફલનું દાન કરવા માટે શસ્ત્ર ગ્રહણ કર્યા વિના જ શ્રીકૃષ્ણે પાણ્ડવોને વિષે નિજસામર્થ્યનું સ્થાપન કરીને સર્વ પ્રકારે સહાય કરવાનું કહ્યું એ વીર્યનું બોધક હોવાથી, બલરામે પણ ઋષિઓના અસાધારણ દોષરૂપી બલ્વલનો વધ કર્યો અને પછી તીર્થાભિષેકવડે તીર્થોમાં વિદ્યમાન એવા દૈત્યના સમ્બન્ધથી વર્ણાશ્રમધર્મનો નાશ કરે તેવા દોષોનું નિવારણ કર્યું, એ, વીર્યનું કાર્ય હોવાથી;

૬ સ્ત્રીઓને અત્યન્ત પ્રિય એવા શ્રીકૃષ્ણજ ફલરૂપ છે. એમ જ્ઞાપન કરવા માટે સર્વ સ્ત્રીઓને પોત પોતાના પતિમાં વિદ્યમાન એવા સહજ સ્નેહની નિવૃત્તિમાટે પૂર્વની કૃતિમાં પશ્ચાત્તાપ પૂર્વક શ્રીકૃષ્ણમાં સ્નેહની વૃદ્ધિનેમાટે પણ, દ્રૌપદીએ પૂછેલી અષ્ટપટ્ટરાણીઓએ લોકથી અને વેદથી ભગવાનના ઉત્કર્ષનું જ્ઞાપન કરે એવા પોતપોતાના વિવાહના પ્રકારનું કથન કર્યું; તે પછી સાક્ષાત્ ભગવત્સેવાને ઉપયોગી એવા દેહનું સમ્પાદન કરાવનાર પ્રભુના ચરણારવિન્દના દાસ્યની પ્રાર્થનાવડે અને ચરણરજની પ્રાર્થનાવડે કૃષ્ણને વિષે કામાદિકના અભાવનું જ્ઞાપન હોવાથી;

વૈરાગ્યનું નિરૂપણ એંશીમા અધ્યાયમાં કર્યું છે.૮૦

૭ સર્વ સાધનવાળા ઋષિયોના ભગદ્દર્શનને માટે આગમનના કથનથી, ઋષિયોએ કરેલી ભગવત્સ્તુતિથી, સ્તુતિમાં પણ આત્મસમર્પણનું કથન હોવાથી, ઋષિ, દેવ અને પિતૃઓના અત્યન્તપ્રિય એવા કૃષ્ણસ્વરૂપનુંજ ફલત્વ કથન હોવાથી;

યાદવોને સાત્વિક ભગવદીય થવા માટે, સંસ્કાર માત્રથી સ્થિત એવા રાજસત્વના દોષનું નિવારણ પ્રમેયબલે ભગવાને કર્યું છતાં પણ ઉદ્ધવના પ્રશ્નરૂપ નીતિનું અવલંબન હોવાથી ફરીથી યાદવોને સન્દેહ ઉત્પન્ન થયેલો હોવાથી, કૃષ્ણને વિષે લૌકિક બુદ્ધિનો ઉદય થતાં ભગવદીયત્વપૂર્વક સર્વભાવવડે પૂર્ણ નિર્ગુણતાનું સમ્પાદન કરે તેવા

૩ સુખના ઉત્કર્ષના ફલદાનને માટે દરિદ્ર એવા સુદામા બ્રાહ્મણમાં અર્ધઋષિપણું હોવાથી, પૂર્ણઋષિ અને ભક્તત્વરૂપ અલૌકિક સમ્પત્તિનું સમ્પાદન કરવા માટે શ્રીનિકેતન એવા પ્રભુએ ભાઇની પેઠે સમ્માન અને સમ્ભાષણ કર્યું; તેથી તે યશોરૂપ હોવાને લીધે;

યશનું નિરૂપણ સીત્તોતેરમા અધ્યાયમાં કર્યું છે.૭૭.

૪ સુખના ઉત્કર્ષરૂપી ફલનું દાન કરવા માટે તન્દુલની એક મુષ્ટિ ભક્ષણ કરીને પરોક્ષમાં બ્રાહ્મણની ભાર્યાને લૌકિક સર્વ સમૃદ્ધિનું દાન કર્યું તેથી; શ્રીનું નિરૂપણ અઠ્ઠોતેરમા અધ્યાયમાં કર્યું છે.૭૮.

૫ સર્વની વાંછના મુજબ શ્રીકૃષ્ણે કુરુક્ષેત્રમાં આવેલા સર્વ જનોને સાન્નિધ્ય દેખાડીને, શુદ્ધ સાત્વિક ભાવનું સમ્પાદન કરીને, દેહાદિક સર્વનું વિસ્મરણ કરાવીને, નિજપરત્વનું પણ સમ્પાદન કરીને અધિકારને અનુસરી સ્વરૂપાત્મક ફલનું દાન કરવા માટે સર્વ લોકમાં પ્રસિદ્ધ એવા કાલને નિમિત્ત બનાવીને, કુરુક્ષેત્રમાં સર્વ જનોનું આનયન અને નિજગમન એ સર્વ જનના નિરોધના ઉપાયનું મૂલ હોવાથી;

ગોપીજનોના સર્વ ભાવથી નિરોધને માટે છેવટે સાક્ષાત્ જ્ઞાનોપદેશથી પણ,

જ્ઞાનનું નિરૂપણ ઓગણએંશીમા અધ્યાયમાં કર્યું છે. ૭૯.

(૫) ગુણપ્રકરણ:—

નિરોધ કરનાર એવા શ્રીકૃષ્ણનું પરત્વ અને ભગવત્ત્વનું જ્ઞાપન કરે એવા ગુણપ્રકરણમાં:—

૧ જ્ઞાનના અધિકારી એવા સ્વપિતા વસુદેવજીને નિજ ઐશ્વર્યના બલથીજ, આન્તર આનન્દદાયક સર્વ વેદાર્થના જ્ઞાનનું દાન કર્યું તેથી,

ભક્તિની સિદ્ધિનેમાટે લૈકિક ઐશ્વર્યના પ્રકટનથી, કાલગ્રસ્તોને સ્વસ્પર્શમાત્રથી આત્મદર્શનોત્પાદનરૂપ મોચનક્રિયાવડે જન્માન્તરવિના પણ તેમના દેહની આસુરયોનિના નિવૃત્તિપૂર્વક માતૃસ્નેહોત્પાદક યથાવસ્થિત પૂર્વરૂપના સમ્પાદનની ક્રિયાવડે પણ સમગ્ર ઐશ્વર્યના બોધનથી,

ઐશ્વર્યનું નિરૂપણ બ્યાશીમા અધ્યાયમાં છે. ૮૨.

૨ સુભદ્રા આધિદૈવિક માયારૂપે હોવાથી,

તે, જીવને યોગ્ય ન હોવાથી,

માયાથી વેદોનું ભીતત્વ હોવાથી,

વિવાહનું પણ દુર્ઘટત્વ હોવાથી;

ભગવાન્ ભાઈ હોવાથી તેના ભોક્તા ન હોઈ શકવાથી,

લોકદોષથી સર્વદા કન્યાત્વેજ સ્થિતિ પણ અયુક્ત હોવાથી,

પાખંડ સંન્યાસનો વેષ ધરનાર અર્જુન–નરમાં સ્વઆવેશને સ્થાપન કરીને ચૌર્યવડે તેનું

નિરોધના અભાવથી, પુનઃ પ્રમાણબલવડે દોષ-નિવારણ કરવા માટે અને તે પછી સાત્વિક ભગવદીયત્વપૂર્વક સર્વભાવવડે પૂર્ણ નિર્ગુણતા સમ્પાદક નિરોધને માટે પણ વસુદેવવડે પૂછાયલા, કે જે નારદથી સન્દેહની નિવૃત્તિવાળા હતા, એવા પ્રમાણભૂત મુનિઓવડે, વસુદેવને વિષે કર્મનિહાર અને હવિષ્યાનો પરિત્યાગ તથા ઋણનું અપાકરણ રૂપ યજ્ઞના ફલનો સંભવ હોવાથી, કૃષ્ણ જ યજ્ઞના ફલરૂપે છે એમ જણાવ્યા પછી તેને માટે જ યજ્ઞ કરાવ્યા ત્યારે લૌકિક વૈદિક સાધનોના ફલની સિદ્ધિ થતાં એકીભાવથી અનિવૃત્ત દોષવાળા એવા યોદવોનું સાત્વિકત્વ અને ભગવદીયત્વ સમ્પન્ન થતાં અને સર્વભાવપૂર્વક પૂર્ણનિરોધથી નિર્ગુણત્વ પણ સમ્પન્ન થતાં સ્વરૂપવડેજ પરમોત્સવ લક્ષણ ફલદાનથી;

ધર્મોનું નિરૂપણ એકાશીમા અધ્યાયમાં કરેલું છે. ૮૧.

સાત્વિક ફલપ્રકરણ સમાપ્ત.

સાત્વિક પ્રકરણ સમાપ્ત.

(૫) ગુણપ્રકરણઃ—

નિરોધ કરનાર એવા શ્રીકૃષ્ણનું પરત્વ અને ભગવત્ત્વનું જ્ઞાપન કરે એવા ગુણપ્રકરણમાં:—

૧ જ્ઞાનના અધિકારી એવા સ્વપિતા વસુદેવજીને નિજ ઐશ્વર્યના બલથીજ, આન્તર આનન્દદાયક સર્વ વેદાર્થના જ્ઞાનનુ દાન કર્યું તેથી,

ભક્તિની સિદ્ધિનેમાટે લૌકિક ઐશ્વર્યના પ્રકટનથી, કાલગ્રસ્તોનેસ્વસ્પર્શમાત્રથી આત્મદર્શનોત્પાદન-રૂપ મોચનક્રિયાવડે જન્માન્તરવિના પણ તેમના દેહની આસુરયોનિના નિવૃત્તિપૂર્વક માતૃસ્નેહો ત્પાદક યથાવસ્થિત પૂર્વરૂપના સમ્પાદનની ક્રિયાવડે પણ સમગ્ર ઐશ્વર્યના બોધનથી,

ઐશ્વર્યનું નિરૂપણ વ્યાશીમા અધ્યાયમા છે. ૮૨.

૨ સુભદ્રા આધિદૈવિક માયારૂપે હોવાથી,

તે, જીવને ભોગ્ય ન હોવાથી,

માયાથી વેદોનું ભીતત્વ હોવાથી,

વિવાહનું પણ દુર્ઘટત્વ હોવાથી,

ભગવાન્ ભાઈ હોવાથી તેના ભોક્તા ન હોઈ શકવાથી,

લોકદોષથી સર્વદા કન્યાત્વેજ સ્થિતિ પણ અયુક્ત હોવાથી,

પાખંડ સંન્યાસનો વેષ ધરનાર અર્જુન-નરમા સ્વઆવેશને સ્થાપન કરીને ચૌર્યવડે તેનું

(સુખદાનું) પ્રદાન કર્યું, તેમાં બુદ્ધિનું વીર્ય (પરાક્રમ) પ્રકટ થતું હોવાથી,

પોતાનો અને મુનિઓનો પણ એકજ રૂપે જનક અને શુકદેવના ઘરમાં પ્રવેશ એકજ સમયે હોવાથી;

મિથિલાના પુરુષો અને સ્ત્રીઓના કલ્યાણને માટે પણ સમય સુધી સ્થિતિ થતાં, અને શુકદેવને વિષે સન્માર્ગના ઉપદેશને માટે, એક દિવસ સ્થિતિ પણ આગળ કાલદ્વયની તુલ્યતાથી, સ્વપ્નના દર્શનની પેઠે જેમને વિસ્મય થયો છે એવા મુનિયોને વિષે નિજ ક્રિયાના વીર્યને દેખાડીને, જેમણે પ્રભુના પરાક્રમનો અનુભવ કર્યો છે એવા મુનિયોદ્વારા અન્ય લોકોને પણ પ્રભુના પરાક્રમને જાણનારા કરવાથી;

વીર્યનું નિરૂપણ ત્યાશીમા અધ્યાયમાં કર્યું છે.૮૩.

૩ પ્રથમ સર્જેલું બધું પી જઈને સુપ્ત એવા સર્વ સત્ત્વરૂપી ભગવાનના પછી પ્રબોધ સમયે તત્ત્વના નિરૂપણના પ્રકારથી અઠ્ઠાવીશ પ્રકારના વેદોના પરબ્રહ્મત્વ નિર્ણયાર્થે, તે તે પ્રકરણના સન્દેહનું નિવારણ કરે તેવા વાકયોવડે અઠ્ઠાવીશ વેદવાકયો વડે સ્તુતિ કરવાથી પ્રબોધનમાં લૌકિક યુક્તિને અગોચર એવું અલૌકિક જે કર્તૃત્વાદિરૂપ યશ, તેનું નિરૂપણ હોવાથી;

યશનું નિરૂપણ ચોરાશીમા અધ્યાયમાં કર્યું છે.૮૪.

૪ ભગવાનજ શ્રીપતિ હોવાથી, શ્રીના ભોક્તા હોવાથી;

મોહવડે જીવો શ્રીનો ભોગ કરે તો અવશ્યજ દુઃખનો સમ્ભવ હોવાથી,

ભગવાન્ વિચારીનેજ દાન કરતા હોવાથી, ભક્તોને દુઃખનું કારણ એવી શ્રીનું દાન પ્રભુ કરતા ન હોવાથી;

ભકતો ઉપર અનુગ્રહ કરવા માટે ભકતોને વિષે વિદ્યમાન એવી પણ શ્રીનું હરણ કરતા હોવાથી;

ભગવાનનીજ પાસેથી જેમને શ્રી મળી છે અને વિચાર્યા વિના આપે છે એવા શંકરાદિક દેવોના દાનથી સંકટ આવે ત્યારે તે સંકટનું યે નિવારણ ભગવાન્થીજ થતું હોવાથી;

શ્રીનું નિરૂપણ પંચાશીમા અધ્યાયમાં કર્યું છે.૮૫.

૫ વૈકુણ્ઠમાં લક્ષ્મીજીના ઉત્સંગમાં ભગવાન્ પોઢેલા હતા, ત્યારે સત્ત્વની પરીક્ષાને માટે ભૃગુએ લત્તા-પ્રહાર કર્યો એ ક્રિયારૂપ અપરાધ થતાં ઉઠીને નમનાદિકથી જ્ઞાનના ચિન્હરૂપી ક્ષમાનું નિરૂપણ કરેલું હોવાથી;

સર્વ ગીતાના અર્થને જાણનાર પણ જ્ઞાનરહિત એવો અર્જુન પોતાને રક્ષકની જરૂર નથી એવા અભિમાનવાળો હોવાથી. દ્વારકામાં, જેનું બાળક મરી ગયું છે એવા વિપ્રની કથામાં, સર્વ યાદવોની સામે, કૃષ્ણસહિત સર્વ યાદવોને-બ્રાહ્મણત્વ, નટત્વ, અસુમ્ભરત્વ ( પ્રાણનુંજ પોષણ કરનાર ),

ઇત્યાદિરૂપ વચનને અપરાધ થયો, છતાં, અને પોતે અત્યન્ત પરાક્રમ કર્યો છતાં બ્રાહ્મણના બાલકનું રક્ષણ કરવા માટે અશક્ત અને સર્વ લોકમાં ફરીને પણ બાલકને મેળવી શકયો નહિ એવા અર્જુનની પ્રતિજ્ઞાની હાનિ થતાં અગ્નિમાં પ્રવેશ કરતો હતો ત્યારે પ્રતિષેધથી ક્ષમા કે જે જ્ઞાનનું ચિન્હ છે, તેનું નિરૂપણ હોવાથી,

જ્ઞાનવાન્ અને સમર્થને, ક્ષમા એ જ્ઞાનનું ચિન્હ હોવાથી ભૂષણ છે એમ જણાવવા માટે, સર્વને અગમ્ય એવા અનિરુદ્ધ સ્થાનથી પણ વિપ્રના બાલકને આણી આપવાથી સામર્થ્ય અને જ્ઞાનનું નિરૂપણ હોવાથી;

જ્ઞાનનું નિરૂપણ છયાશીમા અધ્યાયમાં કર્યું છે. ૮૬.

૬ સર્વ સમ્પત્તિથી સમૃદ્ધ બનેલી દ્વારકામાં સર્વ ભોગયુક્ત સ્ત્રીને પ્રભુનીસાથે માનસ વિયોગ તથા વિરહથી વ્યાકુલ બનેલી સ્ત્રીઓની કુરરી આદિક દશાનું નિરૂપણ શરૂ કરી, પ્રભુવિના અન્યમાં અનાસક્તિરૂપી વૈરાગ્યનું નિરૂપણ હોવાથી;

વૈરાગ્યનું નિરૂપણ સત્યાશીમા અધ્યાયમાં છે. ૮૭.

( પ્રક્ષિપ્તત્રણ અધ્યાયનો અર્થ જણાવેલો ન હોવાથી નેવુંને બદલે સત્યાશીજ અધ્યાય છે. )

ઇતિ ગુણપ્રકરણ.

ઇતિ નિરોધ પ્રતિપાદક દશમસ્કન્ધ સમ્પૂર્ણ.

## એકાદશસ્કન્ધ.

(૧) જ્ઞાનવડે બ્રહ્મભાવ પ્રકરણ;

૧ હવે એકાદશસ્કન્ધમાં, જ્ઞાનવડે બ્રહ્મભાવના પ્રકરણમાં, ભૂભારનું હરણ અને સર્વભક્તોના નિરોધરૂપી જે અવતારનું પ્રયોજન હતું તેની નિષ્પત્તિ (પૂર્તિ) નું કથન કરીને, જેમને શાપ થયો છે, તે ભિન્ન છે એમ જણાવવા માટે લીલામધ્યપાતી એવા યાદવોનું સ્વરૂપ કથન કરીને આસુરમોહનાર્થ મુસલમસંગવડે જ્ઞાનનું મુખ્ય અંગ અને પ્રભુને ઇષ્ટ એવા વૈરાગ્યનું નિરૂપણ પ્રથમાધ્યાયમાં છે. ૧.

૨ એજ વિદ્યાનું પૂર્વરૂપ, કે જે અવિદ્યાના પાંચ પર્વ પૈકી પ્રાણાધ્યાસનું નિવર્તક છે; જ્ઞાનવડે બ્રહ્મભાવ પ્રકરણમાં,દ્વિતીય-અભિનિવેશની નિવૃત્તિથી અભયના હેતુત્વે, અને તનેજમાટે પ્રભુના અને સર્વ પદાર્થોના યથાર્થજ્ઞાનપૂર્વક, ભગવદ્ભક્તોની સાથે જ પ્રભુનાય તોષનો હેતુ એવા ભગવદ્ધર્મનું નિરૂપણ દ્વિતીયાધ્યાયમાં છે. ૨.

૩ એજ સાંખ્યાત્મક સર્વના યથાર્થપણાનું જ્ઞાન, વિદ્યાના પર્વસ્વરૂપે અજ્ઞાનરૂપી અવિદ્યાનો પર્વનો નાશ કરનાર છે એવું, જ્ઞાનવડે બ્રહ્મભાવના પ્રકરણમાં, જેણે માયાને જાણી લીધી છે અને જે દઢ વિરક્ત છે, એવાને, માયા તરી જવા માટે, ગુરુને શરણે ગયેલો, "સર્વતઃ મનથી અસંગ" ઇત્યાદિ વાક્યવડે પ્રેમ લક્ષણ ભગવદ્ધર્મ સુધી

ગુરુએ શીખવાડેલા ધર્મનું આચરણ કરી માયાને તરી ગયો છે, એવા અને જેણે પરબ્રહ્મનું સ્વરૂપ જાણી લીધું છે, વેદાદિકના અભિપ્રાયનો નિર્ણય કરી લીધો છે એવાની યથોક્ત વૈદિક કે તાન્ત્રિક યજ્ઞોવડે બ્રહ્મમાં સ્થિતિને માટે સર્વનિર્ણયનું નિરૂપણ ત્રીજા અધ્યાયમાં કર્યું છે. ૩.

૪ એજ મનને અસંગ યોગાત્મક વિદ્યાપર્વ, અન્તઃકરણાધ્યાસરૂપી અવિદ્યાના પર્વનું નાશક છે, તેનું, જ્ઞાનવડે બ્રહ્મભાવ પ્રકરણમાં તપ એ ઇન્દ્રિયોનું શોધન કરનાર હોવાથી, વિસ્તારથી નારાયણના તપના નિરૂપણ સાથે સર્વ અવતાર ચરિત્રના કથનથી નિત્ય હરિકથાના શ્રવણનું નિરૂપણ ચોથા અધ્યાયમાં કર્યું છે. ૪.

૫ એજ તપોરૂપ વિદ્યાપર્વ, ઇન્દ્રિયાધ્યાસરૂપ-અવિદ્યાના પર્વનો નાશ કરનાર છે, તે; જ્ઞાનવડે બ્રહ્મભાવ પ્રકરણમાં, કનિષ્ઠાધિકારીનો સન્નિવેશ થવા માટે અભજનની નિન્દા કરી, અધિકારને અનુસરી યુગને અનુકૂલ ભજનનું કથન કરી હરિપૂજાનું નિરૂપણ પાંચમા અધ્યાયમાં કર્યું છે. ૫.

) ભક્તિથી સાયુજ્ય પ્રકરણ;

૧ આ ભક્તિરૂપ વિદ્યાપર્વ, દેહાધ્યાસરૂપ અવિદ્યાપર્વનો નાશ કરનાર છે, તે; ભક્તિથી સાયુજ્ય પ્રકરણમાં, જ્ઞાનવડે જેણે પ્રકૃતિ અને તેના ગુણોનો ત્યાગ કર્યો છે એવા નિર્દોષનેજ સાયુજ્યનો હેતુ એવી ભક્તિ સમ્ભવતી હોવાથી અને દેવોની

સ્તુતિથી ભગવત્સ્વરૂપનો બોધ કરેલો હોવાથી, બ્રહ્માજી અને યાદવો પ્રત્યે પ્રભુએ જે કહ્યુ તેમાં મનુષ્યનાટ્યના ત્યાગની ઇચ્છાનું બોધન હોવાથી, વિષયત્વે ભક્તિનું મુખ્ય અંગ, જે મૂલ પ્રકૃતિનાશક છે, તેનાય ત્યાગની ઇચ્છા કરવાનર ભગવત્સ્વરૂપનું નિરૂપણ છઠ્ઠા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૬.

૨ ભગવાને ઉપદેશેલા સાધનોવડેજ પ્રાકૃત સંસર્ગના નાશના બોધનને માટે પ્રાકૃતાંકુર-મહત્તત્ત્વનો નાશ કરનાર સંક્ષિપ્ત જ્ઞાનોપદેશપૂર્વક, પુરુષત્વમાં સ્વબુદ્ધિથીજ દોષ નિવૃત્તિપૂર્વક જ્ઞાનના સમ્ભવનુ જ્ઞાપન કરે એવા અવધૂતના પ્રસંગમાં શરીર-પ્રકૃતિ-અષ્ટરૂપ પૃથ્વીથી કપોત સુધીની બુદ્ધિથી ઉપાશ્રિત ગુરુશિક્ષાવડે કાયિકદોષની નિવૃત્તિ-પૂર્વક જ્ઞાનનું નિરૂપણ સાતમા અધ્યાયમાં કર્યુ છે. ૭.

૩ ત્રિવૃત્ અહંકારના નાશનો બોધ કરાવે તેવા કામ-ઇન્દ્રિયના વર્ગની આશાની નિવૃત્તિ કરનાર અજગરથી પિંગલા સુધી નવ ગુરુની શિક્ષાવડે રાજસભાવ નિવર્તનથી વાગાદિ સર્વ ઇન્દ્રિયોના દોષનું નિરૂપણ આઠમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૮.

૪ બુદ્ધિસાથે સાત્ત્વિકને પણ વિદ્યાદિના સંગ્રહની નિવૃત્તિ કરે તેવા પૂર્ણજ્ઞાપક આઠ ગુરુઓની શિક્ષાવડે માનસ દોષની નિવૃત્તિપૂર્વક જ્ઞાનનું નિરૂપણ નવમા અધ્યાયમાં કર્યું છે. ૯.

૫ આશરેલો છે, ચોગ્ય વર્ણાશ્રમધર્મ જેણે એવા બ્રહ્મચારોચિત અને મોક્ષધર્મમાં નિષ્ઠાવાળાને, તેમજ યુક્તિવડે દેહાદિથી ભિન્ન એવા આત્માનું ચિન્તન કરનાર, જેણે અન્યનો અભિનિવેશ છોડી દીધો છે, જે શુદ્ધ છે, જે વિવિક્ત (અળગો) છે, તેનેજ ભક્તિનું કારણ બને, એવા જ્ઞાનનો સમ્ભવ હોવાથી, અન્યાભિનિવેશની નિવૃત્તિને માટે, તથા બાહ્ય સર્વ લોકનો ત્યાગ કરવામાટે, મુક્તિનું નિરૂપણ દશમા અધ્યાયમાં છે.

ઉત્તમાધિકારીમાં સર્વ લોકનું ત્યાજ્યત્વ હોવા છતાં, મધ્યમાધિકારીને કે જે સર્વત્યાગમાં અશક્ત છે, તેમને, સર્વથા લૌકિકની નિવૃત્તિને માટે ધર્મમાં પ્રવૃત્તિને અર્થે અને ફરીથી જન્માન્તરમાં ત્યાગનું સામર્થ્ય આપવા, અને યજ્ઞરૂપ એવા સ્વર્ગાદિ લોકમાં બાધત્વનું નિરૂપણ પણ દશમા અધ્યાયમાં છે. ૧૦.

૬ ભક્તિમાં હેતુ એવા જ્ઞાનની સિદ્ધિનેમાટે આત્માને વિષે અનેકપણાના ભ્રમની નિવૃત્તિપૂર્વક બ્રહ્મને- વિષે નિશ્ચલ મનને ધારણ કરવા માટે આન્તર બહ્દષ્ટવના ત્યાજ્યત્વમાં મુક્તિનું નિરૂપણ અગ્યારમા અધ્યાયમાં કર્યું છે.

બ્રહ્મને વિષે મનને ધારણ કરવા અશક્ત હોય તેને સત્સંગવડે અને સત્પુરુષોએ કથન કરેલી ભક્તિવડે સર્વ સમ્ભવ હોવાથી અન્તરમાં સાધુના સાધુત્વને માટે કૃપાલુત્વાદિ ગુણવાળા સાધુત્વના

નિરૂપણપૂર્વક તેણે ઉપદેશ કરેલી મર્યાદા ભક્તિનું નિરૂપણ પણ અગ્યારમા અધ્યાયમાં છે. ૧૧.

૭ સત્પુરુષ મર્યાદા અને પુષ્ટિભેદે બે પ્રકારના હોવાથી અતિશય ભગવદનુગ્રહથી પુષ્ટિ સાધુના સંગમાં કે ભગત્સંગમાં ભગવાન્ ઉપર નિરતિશય કેવલ સ્નેહની ઉત્પત્તિ થતાં ભગવાનજ વશ્ય થતાં મર્યાદામાર્ગના સાધનોના અભાવે પણ કેવલ પુષ્ટિથીજ સાંખ્યાદિકથી અપ્રાપ્ય એવા પરબ્રહ્મની પ્રાપ્તિથી નિઃશેષ સર્વાર્થની સિદ્ધિનું કથન હોવાથી, પુષ્ટિનું નિરૂપણ બારમા અધ્યાયમાં છે.

જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ એ બંનેના આશ્રયણથી અને બંને સ્થલે એકબીજાથી વિરુદ્ધ સાધનોનું શ્રવણ થતું હોવાથી, ઉત્પન્ન થયેલા સન્દેહની નિવૃત્તિનેમાટે ભગવદાત્મક અને માયિક પ્રપંચોના મૂલ, મધ્ય અને અવસાનવડે યુક્તિસહિત સ્વરૂપનું નિરૂપણ બારમા અધ્યાયમાં છે. ૧૨.

૮ માયામય અને ભગવદાત્મક પ્રપંચોનું સ્વરૂપ જાણીને માયાના ગુણથી સત્ત્વથીજ માયિક પ્રપંચની નિવૃત્તિ કરાવીને ભગવદાત્મક પ્રપંચમાં ભગવદાત્મકત્વેજ સ્થિતિ કરવી, એમ જ્ઞાપન કરવા માટે સત્ત્વાદિના નિરૂપણ પૂર્વક વિષયોને વિષે દુઃખમાં હેતુત્વને જાણતો હોવા છતાં પણ પ્રમત્ત અને અહંકારાવિષ્ટનો સર્વનાશ થાય છે; શ્રદ્ધાલુ અને અપ્રમત્ત તથા દોષને દેખનારને, ધીમે ધીમે ભગવાન્માં મનને જોડતો હોવાથી,

૫ આચરેલો છે, યથોક્ત વર્ણાશ્રમધર્મ જેણે એવા ભગવદાશ્રિત અને મોક્ષધર્મમાં નિષ્ઠાવાળાને, તેમજ યુક્તિવડે દેહાદિથી ભિન્ન એવા આત્માનું ચિન્તન કરનાર, જેણે અન્યનો અભિનિવેશ છોડી દીધો છે, જે શુદ્ધ છે, જે વિવિક્ત (અળગો) છે, તેનેજ ભક્તિનું કારણ બને, એવા જ્ઞાનનો સમ્ભવ હોવાથી, અન્યાભિનિવેશની નિવૃત્તિને માટે, તથા બાહ્ય સર્વ લોકનો ત્યાગ કરવવામાટે, ભક્તિનું નિરૂપણ દશમા અધ્યાયમાં છે.

ઉત્તમાધિકારીમાં સર્વ લોકનું ત્યાજ્યત્વ હોવા છતાં, મધ્યમાધિકારીને કે જે સર્વત્યાગમાં અશક્ત છે, તેમને, સર્વપારલૌકિકની નિવૃત્તિને માટે ધર્મમાં પ્રવૃત્તિને અર્થે અને ફરીથી જન્માન્તરમાં ત્યાગનું સામર્થ્ય આપવા, અને યજ્ઞરૂપ એવા સ્વર્ગાદિ લોકમાં પ્રાપ્તત્વનું નિરૂપણ પણ દશમા અધ્યાયમાં છે. ૧૦.

૬ ભક્તિમાં હેતુ એવા જ્ઞાનની સિદ્ધિનેમાટે આત્માને વિષે અનેકપણાના ભ્રમની નિવૃત્તિપૂર્વક બ્રહ્મને-વિષે નિશ્ચલ મનને ધારણ કરવા માટે આન્તર બહિર્જીવના ત્યાજ્યત્વમાં ભક્તિનું નિરૂપણ અગ્યારમા અધ્યાયમાં કર્યું છે.

બ્રહ્મને વિષે મનને ધારણ કરવા અશક્ત હોય તેને સત્સંગવડે અને સત્પુરુષોએ કથન કરેલી ભક્તિવડે સર્વ સમ્ભવ હોવાથી અન્તરમાં સાધુના પ્રાપ્તત્વને માટે કૃપાલુત્વાદિ ગુણવાળા સાધુત્વના

નિરૂપણપૂર્વક તેણે ઉપદેશ કરેલી મર્યાદા ભક્તિનું નિરૂપણ પણ અગ્યારમા અધ્યાયમાં છે. ૧૧.

૭ સત્પુરુષ મર્યાદા અને પુષ્ટિભેદે બે પ્રકારના હોવાથી અતિશય ભગવદનુગ્રહથી પુષ્ટિ સાધુના સંગમાં કે ભગત્સંગમાં ભગવાન્ ઉપર નિરતિશય કેવલ સ્નેહની ઉત્પત્તિ થતાં ભગવાનજ વશ્ય થતાં મર્યાદામાર્ગના સાધનોના અભાવે પણ કેવલ પુષ્ટિથીજ સાંખ્યાદિકથી અપ્રાપ્ય એવા પરબ્રહ્મની પ્રાપ્તિથી નિઃશેષ સર્વાર્થની સિદ્ધિનું કથન હોવાથી, પુષ્ટિનું નિરૂપણ બારમા અધ્યાયમાં છે. જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ એ બંનેના આશ્રયણથી અને બંને સ્થલે એકબીજાથી વિરુદ્ધ સાધનોનું શ્રવણ થતું હોવાથી, ઉત્પન્ન થયેલા સન્દેહની નિવૃત્તિનેમાટે ભગવદાત્મક અને માયિક પ્રપંચોના મૂલ, મધ્ય અને અવસાનવડે યુક્તિસહિત સ્વરૂપનું નિરૂપણ બારમા અધ્યાયમાં છે. ૧૨.

૮ માયામય અને ભગવદાત્મક પ્રપંચોનું સ્વરૂપ જાણીને માયાના ગુણથી સત્ત્વથીજ માયિક પ્રપંચની નિવૃત્તિ કરાવીને ભગવદાત્મક પ્રપંચમાં ભગવદાત્મકત્વેજ સ્થિતિ કરવી, એમ જ્ઞાપન કરવા માટે સત્ત્વાદિના નિરૂપણ પૂર્વક વિષયોને વિષે દુઃખમાં હેતુત્વને જાણતો હોવા છતાં પણ પ્રમત્ત અને અહંકારાવિષ્ટનો સર્વનાશ થાય છે, શ્રદ્ધાલુ અને અપ્રમત્ત તથા દોષને દેખનારને, ધીમે ધીમે ભગવાન્માં મનને જોડતો હોવાથી,

ક્રમે કરીને સર્વ સિદ્ધિ થાય છે; એમ જ્ઞાપન કરવા માટે હું સોક્તિથી શ્રદ્ધાલુને ગુરૂએ કહેલી યુક્તિથી સર્વ ભગવાન્‌જ છે એમ પરોક્ષજ્ઞાન થતાં ભજનવડે નિઃશેષ સંશયની નિવૃત્તિ થાય છે અને તે પછી બુદ્ધિમાં ભગવદાવેશ થવાથી અનેકત્વની નિવૃત્તિથી બન્ધ અહંકારથી થાય છે એમ જાણ્યા પછી સંસારની ચિન્તાની નિવૃત્તિ થાય છે. વૃત્તિ-ત્રયનો સાક્ષી એવા જીવનું વૈલક્ષણ્ય સમજાતાં તુરીય સ્થિતિવડે ઉભયના પરિત્યાગથી ગુણ અને ચિત્તનો અન્યોન્ય વિશ્લેષ થતાં બુદ્ધિ વિશુદ્ધ થાય છે, તે પછી ગીતામાં કહેલા પ્રકારે શાન્તત્વ આવતા બ્રહ્મભાવ પછી પરમકાષ્ઠાપન્ન જ્ઞાનમાં પરમભક્તિવડે યથાર્થ ભગવત્સ્વરૂપનું જ્ઞાન થતાં જીવનો ભગવાન્‌માં પ્રવેશ થયા પછી પૂર્ણફલરૂપ કૃષ્ણત્વનું નિરૂપણ તેરમા અધ્યાયમાં છે ૧૩.

૯ અન્ય પુરુષોએ મતિવૈષમ્યને લીધે ભિન્ન વેદાર્થનું કથન કર્યું હોય તો પણ હંસોક્તનુંજ ગ્રહણ કરવું. પરમ શ્રદ્ધા અને ભક્તિથી તેમજ ભગવદા-વેશથી ઉભયનો પરિત્યાગ કરવાથીજ પરમ સાધનવડે ભગવાન્‌માં પ્રવેશ થતાં કૃષ્ણત્વરૂપ પરમફલજ વેદતાત્પર્યવિષયત્વના નિરૂપણથી શ્રદ્ધાહેતુથી, યુક્તિથી, હીનભાવરૂપી દોષની નિવૃ-ત્તિથી, શ્રદ્ધાના બોધનપૂર્વક ધ્યાનરૂપ સાધન સહિત ભક્તિનું નિરૂપણ ચૌદમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૧૪.

૧૦ ધ્યાનમાં આવી પડેલી સિદ્ધિઓ અન્તરાયરૂપે હોવાથી આવેશ પ્રવેશમાં બાધક હોવાને લીધે, વિવૃત્તિને માટે અને કૃષ્ણથીજ સર્વ છે એમ દૃઢનિશ્ચયસહિત ધ્યાનવડે આવેશ-પ્રવેશ-ની સિદ્ધિનેમાટે, તેની સિદ્ધિના કારણરૂપે ધ્યાનના ભેદનું નિરૂપણ પંદરમા અધ્યાયમાં છે. ૧૫.

૧૧ ભક્તિથી થયેલા યાવત્ત્વાદિરૂપ સર્વરૂપત્વથી જ્ઞાનનું પ્રવેશપ્રત્યે વ્યાપારત્વ કથન કરવાથી યાવત્ત્વા-દિકને જણાવવામાટે અને સર્વરૂપોનેવિષે ભજનનું ફલ સાધકત્વ હોવા છતાં, મૂલરૂપ કૃષ્ણના ભજ-નનુંજ કૃષ્ણત્વરૂપ પૂર્ણફલસાધકત્વ છે, એમ જણાવવા માટે અર્જુનના સારથિરૂપે ઉક્ત પ્રકારે સકલ વિભૂતિનું નિરૂપણ સોળમા અધ્યાયમાં આવે છે. ૧૬.

૧૨ જે વર્ણાશ્રમાદિથી શુદ્ધ હોય અને પાખંડી ન હોય તેનેજ ભગવદ્ભક્તિનો સમ્ભવ હોવાથી વર્ણોની પ્રવૃત્તિને ઉપયોગી પહેલા બે આશ્રમોના (બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમ) ધર્મોનું નિરૂપણું સત્તરમા અધ્યાયમાં છે. ૧૭

૧૩ નિવૃત્તિને ઉપયોગી એવા પાછલા બે આશ્રમો (વાનપ્રસ્થ અને સંન્યાસ) જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ જેને સિદ્ધ છે એવા અત્યાશ્રમી (આશ્રમા-તીત) અને જ્ઞાનરહિત વિરક્તના ધર્મોનું નિરૂપણ અઢારમા અધ્યાયમાં કર્યું છે. ૧૮.

૧૪ ભક્તિને ઉપયોગી વિષયના વૈતૃષ્ણ્ય (વિષયની તૃષ્ણાનું ન હોવાપણું) અને અન્યત્ર શ્રદ્ધાની નિવૃત્તિપૂર્વક (અન્યાશ્રયના ત્યાગપૂર્વક) પ્રભુમાં શ્રદ્ધાના કારણરૂપે રહેલા એવા યથોક્ત યમાદિક સાધન અને જ્ઞાનાચરણથી સિદ્ધ જ્ઞાન અને વિજ્ઞાનનું બીજી કહેલા પ્રકારે કથન હોવાથી, ભક્તિની પરમ્પરાના કારણનું નિરૂપણ,

અને શ્રદ્ધામૃતે ઇત્યાદિથી ભક્તિના સાક્ષાત્ કારણનું નિરૂપણ ઓગણીશમા અધ્યાયમાં કર્યું છે ૧૯

૧૫ ભક્તિનો હેતુ જે જ્ઞાન તેનું ચિન્હ એવુ ગુણદોષની દૃષ્ટિનું રાહિત્ય એવા ગુણના સન્દેહની નિવૃત્તિપૂર્વક ગુણત્વની દઢતામાટે કર્મ, જ્ઞાન અને ભક્તિમાર્ગના અધિકારીઓને વિષે કર્મ, જ્ઞાન અને ભક્તિમાર્ગ, ગુણદોષની દૃષ્ટિનું નિવર્તન કરનાર તરીકે ગુણત્વનું કથન હોવાથી ત્રણે માર્ગના વિરોધના પરિહારનું નિરૂપણ વીશમા અધ્યાયમાં કર્યું છે ૨૦.

૧૬ યથોક્ત ત્રણે માર્ગના ઉપાયોના યથાર્થ રીતે અવગત ધર્મમાં જે અશક્ત છે, અને તેમાં શ્રદ્ધાવાળા કરતા અતિ જઘન્ય (હીન) અધિકારીનો ધીમે ધીમે ત્યાગ કરવારૂપ અનુકલ્પને માટે શુદ્ધિના નિર્ણયનું નિરૂપણ,

વેદમાં ગુણદોષનુ કથન અનુકલ્પ માટે છે, નહિ કે વસ્તુભેદના બોધનને માટે, એમ જણાવવા વેદના

નિર્ણયનું નિરૂપણ એકવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૧.

૧૭ તત્ત્વોની અઠ્ઠાવીશ સંખ્યાની નિવૃત્તિવાળા વ્યવહારને ઉપયોગી થાય તે રીતે તેનું સાર્થકત્વ હોવાથી ભેદના પર્યવસાનમાં અને વિશ્લિષ્ટ-શક્તિ એવા (જેની શક્તિ જુદી જુદી પડેલી છે એવા) બ્રહ્મની પાસેથી ઉત્પન્ન થયેલા પરસ્પર અત્યન્ત વિલક્ષણ એવા પ્રકૃતિ પુરુષના બીજૈકયના પર્યવસાનમાં પણ સ્વાત્મજ્ઞાન માત્રથી જેમનું પર્યવસાન છે એવા, ભગવાનથી પરાવૃત્ત બુદ્ધિવાળાઓને માયાવડે ત્રિવિધ ભાનનો સમ્ભવ હોવાથી, ભેદબુદ્ધિની અનુવૃત્તિથી મનના દોષથી અપરાધનો સમ્બન્ધ થતાં નિર્મોક્ષથી અપરાધના અભાવને માટે અતિક્રમના સહનરૂપી લક્ષણોથી સહિત દણ્ડની કર્તવ્યતાનું નિરૂપણ બાવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૨.

૧૮ સાધનનું આચરણ કરતો હોય એવા જીવનને પણ પૂર્વ વાસનાને લીધે દુઃખ પ્રાપ્ત થતાં, ભગવાન્ ઉપર દોષારોપણ કરે તો અપરાધનો સમ્ભવ હોવાથી, તેની નિવૃત્તિને માટે નિર્વિણ્ણ ભિક્ષુએ કહેલું, સ્વકર્મ અવશ્ય ભોક્તવ્યજ છે એવી ભાવનાથી મનને દણ્ડનું સાધન, नायं जनो मे ઇત્યાદિથી ઉક્ત એવું, સર્વસાધનના પર્યવસાનરૂપ, સુખદુઃખના અભાવનું કારણ, મનના પરિત્યાગનું, નિરૂપણ ત્રેવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૩.

૧૯ મનના પરિત્યાગમાં અન્ય સાધનોની અપેક્ષાના અભાવે પણ મનનેજ સાધક બનાવવાની ઇચ્છામાં સર્વના યથાર્થપણાના જ્ઞાપકત્વે મોહનો અભાવ કરે એવા શુદ્ધ સાંખ્યનું નિરૂપણ ચોવીશમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૨૪.

૨૦ સાંખ્યમાં કહેલા જ્ઞાનની અપરોક્ષતાની દશામાંજ સર્વથા મોહના નિવર્તકત્વે પરોક્ષદશામાં ગુણોની પ્રબળતાથી, ગુણોવડે મોહનો સંભવ છતાં તેના નિવારણ માટે નિર્ગુણ પદાર્થોના સ્વરૂપના નિરૂપણ પૂર્વક ગુણના જયના પ્રકારનું નિરૂપણ પચીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૫.

૨૧ જેણે ગુણોના જયને પણ જીતી લીધો છે અને મોહરહિત છે તેનો પણ સંગદોષથી નાશ થવા સંભવ હોવાથી સ્વાત્માધીનજ પ્રબુદ્ધ એવા પુરુરવસ્‌વડે કહેવાયેલી રીતિથી સંગના ત્યાગથી અને સત્સંગથી ફરીથી ગતિલાભ થાય છે; એમ નિરૂપણ છવીશમા અધ્યાયમાં કર્યું છે. ૨૬.

૨૨ સંગથી જાતિનું સ્મરણ નષ્ટ થઇ ગયું હોય તો પણ સ્વતંજ પૂર્વસિદ્ધજ્ઞાનના ઉદયથી સંગથી નાશ પામેલી જાતિનું સ્મરણ થવાને માટે વેદ અને તંત્ર કે મિશ્ર પ્રકારે હરિપૂજાનું નિરૂપણ સત્તાવીશમા અધ્યાયમાં કરેલું છે. ૨૭.

૨૩ જાતિસ્મરણનું, સર્વ સાધનપૂર્વક ઉપપત્તિ સહિત જ્ઞાનનિરૂપણ અઠ્ઠાવીશમા અધ્યાયમાં છે. ૨૮.

૨૪ પૂર્વોક્ત સાધનોમાં અશક્ત હોય પણ ફલ મેળ-
વવાની ઇચ્છાવાળો હોય એવા ( અધિકારી ) ના
સર્વ મિશ્રિત સુગમ પ્રકારનું નિરૂપણ ઓગણ-
ત્રીશમા અધ્યાયમાં છે. ૨૯.

(૩) ઇચ્છાથી બ્રહ્મમુક્તિ પ્રકરણમાં:—

૧ મમતાસ્પદ એવા યાદવાદિકના નાશના કથનથી
મમતાના ત્યાગના અભિનયનું ત્રીશમા અધ્યાયમાં
નિરૂપણ છે. ૩૦.

૨ અહંતાસ્પદ તનુત્યાગ ( શરીરના ત્યાગ ) નું કથન
કર્યું તેથી અહંતાના ત્યાગના અભિનયનું નિરૂપણ
એકત્રીશમા અધ્યાયમાં છે. ૩૧.

**મુક્તિનું નિરૂપણ કરનાર એકાદશ સ્કન્ધ સમ્પૂર્ણ.**



## દ્વાદશસ્કન્ધ.

(૧) હરિના આશ્રય પ્રકરણમાં:—

૧ શૂદ્ર પર્યવસાનથી લોકના નાશનું નિરૂપણ પ્રથમાધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૧.

૨ અધર્મની સમ્પૂતિથી ધર્મના નાશનું નિરૂપણ બીજા અધ્યાયમાં આવે છે. ૨.

૩ લોક અને ધર્મનો નાશ થતાં કલ્કિનું સર્વસાધારણ આશ્રયત્વ હોવા છતાં જીવોની ઉપર દયામાં ઘણા કાલ સુધી વિલમ્બને સહન કરવાનો હોવાથી, તેની પહેલાં પણ દયામાં વિલમ્બનું કારણ એવા ગર્વદોષના કીર્તનવડે નિવૃત્તિથી પૂજાદિકવડે રૂપાત્મક અને શ્રવણ કીર્તનવડે નામાત્મક એવા પ્રસન્ન તથા સ્વાત્મપ્રદર્શક એવા હરિના પૂર્ણાશ્રયત્વનુ નિરૂપણ ત્રીજા અધ્યાયમાં કર્યું છે. ૩.

(૨) જગદાશ્રય પ્રકરણમાં:—

૧ પ્રપંચનો ચાર પ્રકારે પ્રલય કથન કરવાથી, તેના કર્તૃત્વે ક્રિયાશક્તિથી વિશિષ્ટ પ્રલયાવશેષરૂપી આન્તર-આશ્રયનું નિરૂપણ ચોથા અધ્યાયમા છે.૪.

૨ પુરાણોમા વર્ણવેલા ભગવાનનું સ્મરણ કરાવીને મૃત્યુના ભયનું નિવારણ કરવા માટે જન્મમરણાદિકથી રહિત એવા આત્માનું સ્વરૂપ કથન કરીને, જન્મમરણાદિ દેહપર્યવસાયિ છે, એમ કહી, સંસાર અવસ્તુરૂપે છે અને આગન્તુક છે એમ બોધ કરાવીને, આન્તર જીવનું બ્રહ્મત્વ ચિન્તન

કર્યાથી, બ્રહ્મને વિષે આધાન થતાં સર્વત્ર ભેદ રહિત બ્રહ્મભાનનું કથન હોવાથી, જ્ઞાનશક્તિથી વિશિષ્ટ એવા આન્તર–આશ્રયનું નિરૂપણ પાંચમા અધ્યાયમાં છે. ૫.

(૩) આધ્યાત્મિકાદિ ત્રણેને જાણનારનારના આશ્રયના પ્રકરણમાં:—

૧ પ્રવૃત્તિ નિવૃત્તિના ભેદથી ભિન્ન વેદાદિકવડેજ યથાર્થ ત્રણે ( આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક) નુ જ્ઞાન સમ્ભવિત હોવાથી, રાજાના વૃત્તાન્તથી રાજાના બ્રહ્મભાવ, પછી, પદનિરૂપણવડે ફલ, તે પછી સાધનના નિરૂપણથી વક્તા એવા સૂતનો પોતાનો શ્રવણાધિકારને પણ પૂર્વોત્તર આશ્રયના અંગત્વે જણાવીને ( આધ્યાત્મિકાદિ ) ત્રણેનું જ્ઞાપન કરે એવી પ્રવૃત્તિને ઉપયોગી ફલસહિત ત્રણેનું ( આધ્યાત્મિકાદિ ત્રણેનું ) નિરૂપણ છઠ્ઠા અધ્યાયમાં કર્યું ૬.

૨ ત્રણેનું જ્ઞાપન કરે એવી નિવૃત્તિને ઉપયોગી ફલ યુક્ત અથર્વ અને પુરાણાદિનું નિરૂપણ સાતમા અધ્યાયમાં આવે છે.

આ પ્રકરણમાં—જેણે વેદાદિકથી યથાર્થ રીતે ત્રણેનું સ્વરૂપ જાણી લીધું છે અને જેને સાધનોવડે સાક્ષાત્કાર થયેલો છે, જે ફલત્વે શ્રવણાદિનો કર્તા શુકતુલ્ય છે એવા જીવને પણ બીજા અતાદશનો આશ્રય ફળે છે. ૭.

(૪) સર્વાન્તર-આશ્રય પ્રકરણમાં:—

૧ ત્રિવિધ ભક્તિના, તેને મેળવી આપનારથી માર્કંડેયને વિષે ક્રમે કરી ત્રિવિધ ભક્તિના, ઉદ્‌ભવથી; તપથી શંકિત એવા ઇન્દ્રે મોકલેલા કામાદિ ગણોવડે જેનો પ્રતિઘાત થયો નથી એવા તપના બોધક ભગવદ્‌વાક્યના કરણથી નિષ્ઠાનો બોધ થતો હોવાથી;

ભગવાનના આગળ અને સ્તુતિવડે નિષ્ઠાના ફલનું પે બોધન હોવાથી;

અત્યન્ત નિષ્ઠાથી મળેલી ઉપાસનારૂપી કર્મમાર્ગીયત્વે લૌકિક ભક્તિનું નિરૂપણ આઠમા અધ્યાયમાં છે. ૮.

૨ પરથી અનુભવમાં આવેલી માયાના ત્રિગુણાત્મકત્વથી ગુણદ્વયનો પર્યાય થતાં સત્ત્વગુણથી અચિન્ત્ય અનન્ત શક્તિ એવા ભગવાનના દર્શનમાં પણ તેને વિષે પ્રવેશ અને નિર્ગમનવડે સુખદુઃખની ઉક્તિથી સત્ત્વગુણવાળાને પણ જાગૃત્સ્વપ્નવત્ પર્યાયથી જ્ઞાન અને અજ્ઞાનના જનક એવા દુઃખના પર્યવસાનના બોધનથી, પુનઃ અતિક્લિષ્ટ એવા પ્રભુની દૃષ્ટિથી જોવાયેલા ભક્તના ક્લેશનું કારણ ત્યાગ કર્યાથી, પ્રભુના મિલનમાટે અભિગમ થતાં પ્રભુનો હૃદયમાં પ્રવેશ થાય અને માયાના તિરોધાનના કથનથી અત્યન્ત નિષ્ઠાને પ્રાપ્ત થયેલા ક્લેશવડે ભગવન્માગાત્મક જ્ઞાનમાર્ગીયત્વે આધ્યાત્મિક ભક્તિનું નિરૂપણ નવમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ૯.

૩ ભક્તિમાર્ગના ઉપદેશથી ભક્તિમાર્ગમાં અધિકૃત એવા ભક્ત મહાદેવજીના પ્રસાદથી, માર્કંડેયને વિષે ભક્તત્વ, સર્વજ્ઞત્વ, અને સુસ્થત્વનું કથન હોવાથી, માહાત્મ્યજ્ઞાનપૂર્વક ભગવચ્છરણગમન, સર્વની અપેક્ષાથી રહિતપણું અને ભક્તના માહાત્મ્યપૂર્વક તેમને વિષે ભક્તિ; એકાન્તભક્તિથી પર્યટન ઇત્યાદિ પ્રકારે ભક્તિમાર્ગને અનુસરી અત્યન્ત ભક્તિનિષ્ઠાના કથનથી પણ આધિદૈવિક ભક્તિનું નિરૂપણ દશમા અધ્યાયમાં છે. ૧૦.

આ પ્રકરણમાં ત્રણે પ્રકારની ભક્તિથી અતિરિક્ત આશ્રયરૂપા સ્વતન્ત્ર ભક્તિનો વિષય, સર્વ સાધનને અનુકૂલ પ્રભુનોજ આશ્રય ફલરૂપે છે.

(૫) પરમાશ્રય પ્રકરણમાં:—

૧ સૂર્યોપાધિક કાલવડે સાપેક્ષ એવા પુરુષારાધન પૂર્વક શ્રીભાગવતના વાક્યવડે કથાના યોગરૂપી આધિદૈવિક ભાગવતનું નિરૂપણ અગ્યારમા અધ્યાયમાં કર્યું છે. ૧૧.

૨ શ્રીભાગવતના વાક્યથી કેવલ કથારૂપ આધ્યાત્મિક ભાગવતનું નિરૂપણ બારમા અધ્યાયમાં છે. ૧૨.

૩ ફલની ઇચ્છાવાળા પ્રત્યે પુરાણત્વાદિરૂપે કેવલ કથાયોગરૂપી આધિભૌતિક ભાગવતનું નિરૂપણ તેરમા અધ્યાયમાં છે. ૧૩.

આ પ્રકરણમા તુરીયરૂપ એવા, સર્વ વેદાન્તના સારરૂપે જ્ઞાતાને વિષે પરમાનન્દજનક એવા, સ્વાન્ત સ્થિતિ સર્વત્વે સ્વયં ફલરૂપ થનાર એવા, **बर्हापीडं** ઇત્યાદિમાં **गातकीर्ति** આપદવડે અને તેનો વિમર્શ (વિચાર) કરનાર શ્લોકવડે પણ વિવરણ કરેલા પ્રકારવાળા એવા, ભાગવતનુ આશ્રયત્વ ફલરૂપે છે

અને તો અન્ય પણ ભાસે છે –ભગવાનની ભક્તોને વિષે બે પ્રકારે ફલદાનની ઇચ્છા છે.—

લોક અને વેદનો નાશ પણ,

સર્વ સાધનોથી નિરપેક્ષપણે કેવલ કૃપાથીજ મહત્સગદ્વારા, આ એક પ્રકાર

જાતે સાધનોને અનુકૂલ બનીને, સાધનાના ક્રમથી; એ બીજો પ્રકાર

તેમાય જેમને વિષે પ્રથમ પ્રકાર છે તેમને વિષે પ્રથમ પ્રકરણના પ્રકારથી લોકવેદનો નાશ હોય તો પણ અને સર્વ સાધનોનો અભાવ હોય તો પણ કેવલ મહત્સગથીજ તેમના દ્વારા, પ્રથમ પૂર્ણ હરિ બહાર પ્રકટ થઇને ફલરૂપ પૂજનાદિવડે રૂપથી અને ફલરૂપ શ્રવણ કીર્તનવડે નામથી અન્ત કરણમા પ્રવેશી, સર્વ દોષોનુ નિવારણ કરી, હરિ પૂર્ણાશ્રય થાય છે,

જેમને વિષે દ્વિતીય પ્રકાર હોય છે તેમને વિષે સો વિલોમ રીતે આગળના ચાર પ્રકારમા જણાવેલા પ્રકારે, ત્યા પૂર્વ જ્ઞાનના અભાવથી સાધનવડે

રહિત હોવાની દશામાં, પાંચમા પ્રકરણમાં કહેલું છે, તેમ, લૌતિક પુરાણત્વાદિરૂપ ભાગવત શ્રવણ-વડે આશ્રય છે; તે પછી થોડાક અધિકારમાં ઉત્કર્ષ થતાં, સમાધિમાં અનુભવીને વ્યાસે કહેલું ભાગવત્ શ્રવણવડે આશ્રય અને છે; તેથી પણ વિશેષ અધિકારનો ઉત્કર્ષ થતાં તન્ત્રોક્ત પુરુષા-રાધન પૂર્વક વ્યાસોક્ત, આશ્રય થાય છે; તેથી ચતુર્થ પ્રકરણમાં કહેલી ત્રિવિધાભક્તિ અનુક્રમે થાય છે અને તેવડે ત્રીજા પ્રકરણમાં ઉક્ત વેદા-દિના અર્થનો અનુભવ થતાં અધ્યાત્મિકાદિ ત્રિવિધા ભક્તિ થાય; ભગવત્સ્વરૂપનો અનુભવ થયા પછી ભક્તત્વ આવે અને તેવડે દ્વિતીય પ્રકરણમાં જણાવ્યા મુજબ અન્તર્યામીરૂપ જીવનો આશ્રય અને પ્રલયથી અવશેષ જગતનો આશ્રય એવા પ્રભુનું હૃદયમાં પ્રાકટ્ય થાય. તે પછી પરમ અનુગ્રહ થતાં પ્રથમ પ્રકરણોક્ત, લોકવેદાતીત, સર્વ નિરપેક્ષ, પ્રભુનું અન્તર્બહિઃ પ્રાકટ્ય થતાં ફલરૂપ શ્રવણાદિક કરવું. ફલરૂપ વિધિની અપેક્ષા વિના પણ પૂજાદિરૂપ સેવન કરવું. એજ પરમાશ્રય છે.

એ રીતે બારમા સ્કન્ધમાં જણાવેલા પાંચે પ્રકર-ણોની, આશ્રયના નિરૂપકત્વે, સંગતિ થાય છે.

---

શ્રીકૃષ્ણે નિજજનોની નિઃસાધનતાની સ્થિતિ સતત જોઇને, પોતે, નિઃસાધનને ફલરૂપે હોવાથી ગોકુલમાં વાસ કર્યો. ૧.

શ્રીમદાચાર્ય ચરણને નમન કરૂં છું; કે જેમની કૃપાના લેશમાત્રથી ક્ષુદ્ર જીવ પણ શ્રીકૃષ્ણવાસ એવા ગોકુલરાયને મેળવી શકે. ૨.

શ્રીભાગવતના તત્વોના પ્રદીપની પણ જે આવરણ-ભંગ ટીકા શ્રીમદ્ગોસ્વામી શ્રીપુરુષોત્તમજી મહારાજે કરી, તને જોઇને, અને વિચારીને મેં બધા અધ્યાયોના અર્થો મારા પોતાના મનના સંતોષને માટે લખ્યા. ૩–૪.

તો પણ બુદ્ધિ દોષથી જે અયુક્ત હોય કે અવિચારિત હોય તેનું શ્રીવલ્લભાધીશના ચરણ કમળનો આશ્રય લેનારા વિદ્વાનોએ શોધન કરવું. ૫.

" કરેલા અપરાધને સત્પુરુષો ક્ષમા કરવા યોગ્ય છે. " એ વચનથી શોધન સમયે ક્રોધ ન કરવો. શ્રીરસ્તુ.

ઇતિ આશ્રય નિરૂપણાત્મક દ્વાદશસ્કન્ધ સમ્પૂર્ણ.

શ્રીભાગવતાર્થ નિબન્ધને અનુસરી શ્રીગોકુલરાયજીએ કરેલા અધ્યાયાર્થનું ગુર્જર ભાષાન્તર–

સમ્પૂર્ણ.

ગોલોકવાસી
શેઠ નારાયણદાસ તથા જેઠાનંદ આસનમલના
ટ્રસ્ટ ફંડમાંથી

## પ્રકટ થયેલાં અને પ્રકટ થવાનાં પુસ્તકો—

---

२ बडे शिक्षापत्र. શ્રીહરિરાયજીકૃત. શ્રીગોપીનાથજીકૃત વિવરણ સહિત. વ્રજભાષામાં, મ્હોટા અક્ષરે મુદ્રિત. આ ગ્રન્થ પ્રત્યેક વૈષ્ણવને નિત્ય મનનોપયોગી છે. મ્હોટી સાઇઝ કંતાનનું પાકું બાઇડિંગ. પૃષ્ઠસંખ્યા ૪૫૦ ઉપરાંત. પડતર કિંમતે. રૂ. ૧.

२ वृत्रासुर-चतु श्लोकी. ભક્તિમાર્ગીય ધર્મ-અર્થ-કામ-મોક્ષરૂપી ચારે પુરૂષાર્થોનું વિવેચન કરે છે. ૦-૪-૦

३ श्रीभागवतार्थनिबन्धानुसारी-अध्यायार्थ. શ્રીગોકુલરાયજીકૃત. સંસ્કૃત તથા ગુજરાતી અનુવાદ. રૂ. ૦-૮-૦

૪ સહસ્રીભાવના. શ્રીહરિરાયજીકૃત. મૂળ સંસ્કૃત તથા ગુજરાતી ભાષાન્તર સાથે. ૦-૧૨-૦

૫ પુષ્ટિમાર્ગોપદેશિકા. ( ભાગ–૨ જો. ) સુરતવાળા શાસ્ત્રી ચીમનલાલ હરિશંકરકૃત. રૂ. ૦–૧૨–૦

---

ટુંક સમયમાંજ પ્રકટ થનારાં
## પ્રેસમાં છાપવા આપેલાં પુસ્તકો:—

---

૧ શ્રીવલ્લભાચાર્યવંશકલ્પવૃક્ષ · ભટ્ટ- નિર્ભયરામકૃત સંસ્કૃત શ્લોક, ગુજરાતી ભાષાન્તર અને આજસુધી પ્રકટ થયેલા શ્રીવલ્લભવંશની તે તે ઘરને અનુસરી પૃથક્ પૃથક્ નામાવલિસહિત.

૨ કીર્તન સંગ્રહ વર્ષોત્સવ તથા ધમારના કીર્તનો. શેઠ ગોવિન્દરામ દ્વારકાદાસ તરફથી પ્રકટ થયો હતો, તેજ ઘણા મ્હોટા ટાઇપમાં મન્દિરોમાં ઉપયોગી થાય તેવો.

૩ શ્રીમદ્બ્રહ્મસૂત્રાણુભાષ્ય–કાશીવાળા ગો. શ્રીગિરિધરજી મહારાજકૃત વિવરણ અને પૂર્વપક્ષ તથા ઉત્તરપક્ષો ઉપર અન્ય શાસ્ત્રોના પદાર્થોને સ્પષ્ટ કરતી ટિપ્પણી સાથે. ( સંસ્કૃત )

ટ્રસ્ટીઓએ છાપવામાટે મંજુર કરી જેના સંશોધન કે ભાષાન્તરોનું કામ હાથ ધર્યું છે તેવા પુસ્તકોનાં નામ—

१ श्रीकल्याणरायजीकृत निबन्ध टिप्पणी.

२ श्रीसुबोधिनीजी प्रथमस्कन्ध ગુજરાતી ભાષાન્તર.

३ " द्वितीयस्कन्ध હિન્દી ભાષાન્તર.

४ " तृतीयस्कन्ध ભાષાન્તર.

५ सत्सिद्धान्तमार्तण्ड.

६ श्रीमद्भागवतनी पादशः सूची.

६ श्रीमद्भगवद्गीता રસિકરંજિની, તત્ત્વદીપિકા અને અમૃતરંગિણી ટીકાઓ સાથે.

આ ઉપરાંત શ્રીસુબોધિનીજીનું ભાષાન્તર, અણુભાષ્ય ઉપર લગભગ પંદર જેટલી ટીકાઓ મળી આવે છે તેમાંથી પ્રાપ્ય ટીકાઓ, નિબન્ધનું સમ્પૂર્ણ સાહિત્ય તેમજ સામ્પ્રદાયિક અપ્રકાશિત ગ્રન્થો જલદીથી પ્રકટ થાય તેવી યોજનાઓને અનુસરાય છે.

- જે વૈષ્ણવો અને વિદ્વાનોની પાસે પુષ્ટિમાર્ગીય પ્રાચીન સાહિત્ય હોય તેમણે તેના પ્રકાશન માટે ટ્રસ્ટીઓ સાથે પત્ર વ્યવહાર કરી મૂળ કોપીઓ મોકલી આપવા તેમને વિજ્ઞપ્તિ છે

આ ટ્રસ્ટફંડમાંથી પ્રકટ થયેલાં પુસ્તકો પડતર કિંમતે આપવામાં આવે છે.

પુસ્તકો મેળવવાનું ઠેકાણું:—

૧ શેઠ નારાયણદાસ તથા જેઠાનંદ આસનમલ્લ ટ્રસ્ટ ઑફીસ, ૨૩૯, કાલબાદેવી રોડ મુંબઈ ૨.

૨ ભારતમાર્તંડ પંડિત ગટ્ટૂલાલજી પાઠશાલા કેથેડ્રલ સ્ટ્રીટ, મુંબઈ ૨.

૩ શેઠ નારાયણદાસ તથા જેઠાનંદ આસનમલ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય રેમ્પાર્ટરોડ મુંબઈ બજાર કરાંચી.

૪ શેઠ નારાયણદાસ તથા જેઠાનંદ આસનમલ, ગૌશાલા ઉદ્ધવકુણ્ડ. જી. મથુરા.

૫ પં. નારાયણ મૂલજી પુસ્તકાલય,
કાલબાદેવી રોડ, મુંબઈ ૨.